॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥ 1655

# પ્રશ્નોત્તરમણિમાળા

## प्रश्नोत्तरमणिमाला ( गुजराती )

વિવિધ વિષયો સંબંધીત પાંચસો પ્રશ્ન અને તેમના ઉત્તર)

અનુવાદક

રજનીભાઈ (હરિ:ૐ આશ્રમ, સુરતવાળા)



સ્વામી રામસુખદાસ

1655 Prasnotar Manimala (Gujrati)_Section_1_Front

## पुस्तकें यहाँ भी उपलब्ध हैं—

**गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान**

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© ( 0261 ) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग ( प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास )
© ( 022 ) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © ( 0712 ) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © ( 0257 ) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© ( 040 ) 24758311, 66758311

**सं० २०७४ नवाँ पुनर्मुद्रण २,०००**
कुल मुद्रण २४,०००

**❖ मूल्य—₹ १५**
**( पंद्रह रुपये )**

प्रकाशक एवं मुद्रक—

**गीताप्रेस, गोरखपुर—२७३००५**

**( गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान )**

फोन : **( ०५५१ ) २३३४७२१, २३३१२५०, २३३३०३०**

web : **gitapress.org** e-mail : **booksales@gitapress.org**

**गीताप्रेस प्रकाशन gitapressbookshop. in से online खरीदें।**

1655 Prasnotar Manimala (Gujrati)_Section_1_Back

॥ ॐ શ્રીપરમાત્મને નમઃ ॥

# પ્રાક્કથન

કૃષ્ણો રક્ષતુ નો જગત્ત્રયગુરુઃ કૃષ્ણં નમસ્યામ્યહં
કૃષ્ણેનામરશત્રવો વિનિહતાઃ કૃષ્ણાય તસ્મૈ નમઃ।
કૃષ્ણાદેવ સમુત્થિતં જગદિદં કૃષ્ણસ્ય દાસોસ્મ્યહં
કૃષ્ણે તિષ્ઠતિ સર્વમેતદખિલં હે કૃષ્ણ સંરક્ષ મામ્ ॥

(મુકુન્દમાલાસ્તોત્ર)

પ્રશ્નોત્તરની પરંપરા સૃષ્ટિની શરૂઆતથી જ ચાલી આવી રહી છે. સૃષ્ટિના આદિકાળમાં જ્યારે બ્રહ્માજી ઉત્પન્ન થયા તો તેમની ભીતર પણ સર્વપ્રથમ એ પ્રશ્ન સ્ફુર્યો—**'ક એષ યોઽસાવહમબ્જપૃષ્ઠ એતત્કુતો વાબ્જમનન્યદપ્સુ'** (શ્રીમદ્ભા. ૩/૮/૧૮) 'આ કમળની કર્ણિકા પર બેસી રહેલો હું કોણ છું?' આ કમળ પણ બીજા કોઈ આધારના વિના જળમાં ક્યાંથી પેદા થઈ ગયું? ('હું' કોણ છું અને 'આ' શું છે?) આને સૃષ્ટિનો આદિપ્રશ્ન કહીએ તો અત્યુક્તિ ન થશે! પ્રબુદ્ધ જિજ્ઞાસુઓના પ્રશ્નોના જવાબમાં અત્યાર સુધી ન જાણે કેટલાય ગ્રંથોની રચના થઈ ચુકી છે! જગતમાતા પાર્વતીના પ્રશ્ન અને આશુતોષ ભગવાન શંકરના જવાબના ફળસ્વરૂપે જગતમાં વિવિધ લૌકિક તેમજ અલૌકિક વિદ્યાઓનું પ્રાકટ્ય થયું છે, વિવિધ શાસ્ત્રોની રચના થઈ છે. શૌનકાદિ ઋષિઓએ પ્રશ્ન અને સૂતજીના જવાબથી અઢાર પુરાણ બની ગયા! કેનોપનિષદ્ અને પ્રશ્નોપનિષદ્—આ બે ઉપનિષદોની રચના પ્રશ્નોને લીધે જ થઈ છે! શ્રીમદાદ્યશંકરાચાર્યજીના દ્વારા રચિત 'પ્રશ્નોત્તરી' પ્રસિદ્ધ જ છે.

સામાન્ય રીતે બાળપણથી જ બાળકના જિજ્ઞાસુ હૃદયમાં પ્રશ્ન સ્ફુરવા લાગે છે. પરંતુ જ્યારે મનુષ્ય પારમાર્થિક રસ્તા પર પોતાના પગ રાખે છે, ત્યારે તેના અંતરમાં પ્રશ્નોનો એક ખાસ સિલસિલો શરૂ થઈ જાય છે અને તે શોધવા લાગે છે એવા સંત કે ગુરુને, જે તેના પ્રશ્નોનો યોગ્ય જવાબ આપીને તેને સાચું માર્ગદર્શન કરી શકે. ભગવાને ગીતામાં કહ્યું પણ છે—

તદ્વિદ્ધિ પ્રણિપાતેન પરિપ્રશ્નેન સેવયા।
ઉપદેક્ષ્યન્તિ તે જ્ઞાનં જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ॥

(ગીતા ૪/૩૪)

'એ તત્ત્વજ્ઞાનને તત્ત્વદર્શી જ્ઞાની મહાપુરુષોની પાસે જઈને સમજ. તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાથી, તેમની સેવા કરવાથી અને સરળતાપૂર્વક પ્રશ્ન કરવાથી એ તત્ત્વદર્શી જ્ઞાની મહાપુરુષો તને એ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરશે.'

**'જ્ઞાનિનસ્તત્ત્વદર્શિનઃ'** કહેવાનો આશય એ છે કે સાધકના પ્રશ્નોનો યોગ્ય જવાબ એ જ મહાપુરુષ આપી શકે છે, જેને શાસ્ત્રોનું પણ જ્ઞાન હોય અને તત્ત્વનો અનુભવ પણ હોય. કારણ કે માત્ર શાસ્ત્રજ્ઞાન હોય, તત્ત્વનો અનુભવ ન હોય તો તેની વાતો તેવી ઠોસ નહિ હશે, જેથી સાધકને બોધ થઈ જાય. જો તત્ત્વનો અનુભવ હોય પણ

શાસ્ત્રજ્ઞાન ન હોય તો તે સાધકની વિવિધ શંકાઓનું સપ્રમાણ સમાધાન નહિ કરી શકશે. પરંતુ આવા મહાપુરુષ ઘણા દુર્લભ હોય છે. એટલા માટે અખિલ સૌંદર્યમાધુર્યસામૃતસિન્ધુ ભગવાન શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને એ કહીને ભીષ્મપિતામહની પાસે લઈ ગયા કે જ્ઞાનનો સૂર્ય અસ્તાચળમાં જઈ રહ્યો છે અર્થાત્ પિતામહ પોતાનું શરીર છોડીને જવાની તૈયારીમાં છે, એટલા માટે તારે કોઈ વાત પૂછવી હોય તો જલદી પૂછી લે—

**તસ્મિન્નસ્તમિતે ભીષ્મે કૌરવાણાં ધુરન્ધરે ।**
**જ્ઞાનાન્યસ્તં ગમિષ્યન્તિ તસ્માત્ ત્વાં ચોદયામ્યહમ્ ॥**

(મહા. શાન્તિ૦ ૪૬/૨૩)

સાધનામાર્ગમાં પ્રશ્નોત્તરનું ઘણું મહત્ત્વ છે. પ્રશ્ન કર્યા વિના કોઈ વાત સાધકને મળે છે તો તેના પર તેનું વિશેષ ધ્યાન નથી જતું. પરંતુ જ્યારે સાધક જાતે પ્રશ્ન કરે છે, ત્યારે તેના જવાબરૂપે જે વાત મળે છે, તે સાધકના હૃદયમાં બેસી જાય છે. અઘરામાં અઘરો આધ્યાત્મિક વિષય પણ પ્રશ્નોત્તરના દ્વારા સરળ થઈ જાય છે. કોઈ સાચો જિજ્ઞાસુ હોય તો તેના દ્વારા પ્રશ્ન કરવાથી સંતોના હૃદયમાં નવા નવા વિલક્ષણ ભાવ પ્રકટ થવા લાગે છે. એ ભાવ માત્ર પ્રશ્નકર્તાને માટે જ નહિ, બલ્કે સંસારમાત્રને માટે હિતકારક હોય છે.

જ્યાં સુધી સાધકની દૃષ્ટિમાં અન્ય (જગતની) સત્તા રહે છે, ત્યાં સુધી તેના અંતરમાં પ્રશ્નોની સાંકળ ચાલતી રહે છે. કારણ કે અન્ય સત્તા માનીને જ પ્રશ્નોત્તર અથવા શંકા-સમાધાન થાય છે—**'ચોદ્યં વા પરિહારો વા ક્રિયતાં દ્વૈતભાષયા'** । જ્યારે તેની દૃષ્ટિમાં એક ચિન્મય સત્તાના સિવાય કંઈ નથી રહેતું. ત્યારે તેના સઘળા પ્રશ્નો શાંત થઈ જાય છે—

**ભિદ્યતે હૃદયગ્રન્થિશ્છિદ્યન્તે સર્વસંશયાઃ ।**
**ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ તસ્મિન્દૃષ્ટે પરાવરે ॥**

(મુણ્ડક૦ ૨/૨/૮)

'એ પરમાત્મતત્ત્વની તરફ દૃષ્ટિ જતાં જ હૃદયની ગ્રંથિઓ તૂટી જાય છે, સઘળા સંશય મટી જાય છે અને સઘળાં કર્મ નાશ પામી જાય છે.'

વાસ્તવિક તત્ત્વ વર્ણનાતીત છે. ત્યાં મન-બુદ્ધિ-વાણીની પહોંચ જ નથી—**'યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ'** (તૈત્તિરીય૦ ૨/૯), **'મન સમેત જેહિ જાન ન બાની'** (માનસ, બાલ૦ ૩૪૧/૪) । એટલા માટે બધેબધું વર્ણન (પ્રશ્નોત્તર વગેરે) પ્રકૃતિમાં જ થાય છે અને શાખાચન્દ્રન્યાયથી પરમાત્મતત્ત્વનો સંકેતમાત્ર થાય છે. વર્ણનથી બોધ નથી થતો, બલ્કે અભ્યાસ થાય છે. જ્યાં વર્ણન છે, ત્યાં તત્ત્વ નથી અને જ્યાં તત્ત્વ છે, ત્યાં વર્ણન નથી. જેઓ વર્ણનમાં જ ફસાઈ જાય છે, તેવા મનુષ્યોને તત્ત્વ નથી મળતું. આવા મનુષ્ય વાચક જ્ઞાની હોય છે. પરંતુ જે સાચા જિજ્ઞાસુ વર્ણનમાં ન ફસાઈને તેના લક્ષ્ય (તત્ત્વ)ની તરફ દૃષ્ટિ રાખે છે, તેમને વર્ણનાતીત તત્ત્વ મળી જાય છે.

દરેક સાધકમાં પોતાના પ્રશ્નોનો જવાબ પામવાની વિશેષ ભૂખ રહે છે. સાધન કરે પણ કોઈ પ્રશ્ન ઉત્પન્ન ન થાય—એ અસંભવ છે. એટલા માટે સાધકને કોઈ સારો,

સંતોષજનક જવાબ આપનારો મળી જાય છે, ત્યારે તે ઘણો ઉત્સાહિત થઈ જાય છે. શ્રીમદ્‌ભાગવતમાં આવ્યું છે, જ્યારે ઉદ્ધવજીએ જોયું કે ક્ષરાક્ષરાતીત ભગવાન શ્રીકૃષ્ણ મારા પ્રશ્નોનો જવાબ ઘણી વિલક્ષણ રીતે આપે છે, ત્યારે તેમણે પ્રશ્નોની ઝડી વરસાવી દીધી અને એક સાથે જ પાંત્રીસ પ્રશ્ન કરી દીધા (શ્રીમદ્ભા૦ ૧૧/૧૯/૨૮—૩૨)! આવી રીતની વાત અમારા પરમશ્રદ્ધાસ્પદ શ્રીસ્વામીજી મહારાજના વિષયમાં પણ જોવામાં આવે છે. તેઓ પોતાનાં પ્રવચનોમાં વિવિધ પ્રશ્નોના જવાબ એટલી વિલક્ષણ રીતે આપે છે કે શ્રોતાગણ ઉત્સાહિત થઈને પ્રશ્નોની ઝડી વરસાવી દે છે. પ્રવચનનો સમય પૂરો થઈ જાય છે, પણ શ્રોતાઓની તરફથી પ્રશ્નોનું આવવાનું ખલાસ થતું નથી. આમાં કારણ એ છે કે તેઓ પ્રશ્નોનો જવાબ સિદ્ધાંતની દૃષ્ટિથી ન આપીને પ્રશ્નકર્તાના ભાવોની દૃષ્ટિથી આપે છે. એટલા માટે તેમની વાત ભણેલા-અભણ દરેક પ્રશ્નકર્તાને સહજ જ હૃદયંગમ થઈ જાય છે. તેઓ દરેક પ્રશ્નકર્તાને, ભલે તે કોઈ પણ વિષયમાં ગમે તેવોય પ્રશ્ન કેમ ન કરે, પોતાના જવાબથી સંતુષ્ટ કરી દે છે. તેમણે લગભગ ઓગણીસ વર્ષની ઉમરથી જ ભગવદ્‌ભાવોનો પ્રચાર કરવાનું તથા સાધકોની શંકાઓનું સમાધાન કરવાનું શરૂ કરી દીધું હતું અને હાલ છન્નું વર્ષની ઉમર વીતી જવા છતાં પણ એ જ ઉત્સાહથી ઠેક-ઠેકાણે જઈને પોતાનાં પ્રવચનોમાં સાધકોના વિવિધ પ્રશ્નોનો જવાબ આપીને તેમને માર્ગદર્શન આપી રહ્યા છે!

પરમશ્રદ્ધેય શ્રીસ્વામીજી મહારાજને હું અનેક વર્ષોથી સમય સમય પર વિવિધ પ્રશ્ન કરતો આવ્યો છું. લગભગ વીસ વર્ષોથી નોંધબુકમાં ઉતારેલા પેલા પ્રશ્નોત્તરોમાંથી સર્વોપયોગી પાંચસો પ્રશ્ન વીણીને આ 'પ્રશ્નોત્તરમણિમાળા' પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. આમાં થોડા પ્રશ્નો એવા પણ છે, જે અન્ય વ્યક્તિઓના છે અને ઉપયોગી જાણીને આમાં આપવામાં આવ્યા છે. પાઠકોની સુવિધાને માટે પ્રશ્નોત્તરોને વિષયાનુસાર વર્ણાનુક્રમથી વિભાજિત કરવામાં આવ્યા છે.

પરમશ્રદ્ધેય શ્રીસ્વામીજી મહારાજનાં બીજાં આવાં કેટલાંય પુસ્તકો પ્રકાશિત થયાં છે, જે પ્રશ્નોત્તરરૂપે લખવામાં આવ્યાં છે; જેમ કે 'ઘરસંસારમાં કેવી રીતે રહેવું?' 'આપણે ઈશ્વરને શા માટે માનવા?' 'સાચો ગુરુ કોણ?' 'નામજપનો મહિમા', 'મૂર્તિપૂજા', 'દુર્ગતિથી બચો', 'સંતાનનું કર્તવ્ય', 'આહાર-શુદ્ધિ' વગેરે. વાચકોએ આ પુસ્તકોનું પણ ખાસ કરીને અધ્યયન કરવું જોઈએ.

પાઠકોને નમ્ર નિવેદન છે કે તેઓ આ પુસ્તકમાં જણાવેલી શ્રેષ્ઠ બાબતોને પરમશ્રદ્ધેય શ્રીસ્વામીજી મહારાજનો કૃપાપ્રસાદ માનીને પોતાનામાં ધારણ કરશે અને ત્રુટિઓને મારી વ્યક્તિગત ભૂલ સમજીને કૃપાપૂર્વક ક્ષમા કરશે.

**સંતોંકી ઉચ્છિષ્ટ ઉક્તિ હૈ મેરી બાની।**
**જાનૂઁ ઉસકા ભેદ ભલા ક્યા, મૈં અજ્ઞાની॥**

શ્રીરામનવમી,
વિક્રમ-સંવત્ ૨૦૫૭

નિવેદક—
**રાજેન્દ્રકુમાર ધવન**

॥ શ્રીહરિઃ ॥

# વિષય-સૂચી

॥ શ્રીહરિઃ ॥

# અર્પણ

**પ્રશ્ન—અર્પણ કરવાનો આશય શું છે?**

**ઉત્તર**—પોતાનાપણું છોડી દેવું ॥ ૧ ॥

**પ્રશ્ન—ભગવાનને સર્વસ્વ અર્પણ કર્યા પછી શું પૂર્વ-સંસ્કારવશ નિષિદ્ધ કર્મ થઈ શકે છે?**

**ઉત્તર**—નથી થઈ શકતું ॥ ૨ ॥

**પ્રશ્ન—શું ભૂલવશ એવો અહંકાર થઈ શકે છે કે આપણે પ્રભુને સર્વસ્વ અર્પણ કરી દીધું?**

**ઉત્તર**—નથી થઈ શકતો. જો અભિમાન થાય છે તો ખરેખર પૂર્ણ સમર્પણ થયું જ નથી. પદાર્થોને ભૂલથી પોતાના માન્યા હતા, તે ભૂલ મટી ગઈ તો અભિમાન કેવું? ॥ ૩ ॥

**પ્રશ્ન—સર્વસ્વ અર્પણ કરવાથી ગુણોની સાથેસાથે દોષ પણ સમર્પિત થઈ જશે, જેમ કે મકાન વેચવાથી તેમાં રહેનારા સાપ-વીંછી પણ તેની સાથે ચાલ્યા જાય છે?**

**ઉત્તર**—અગ્નિમાં જે પણ નાંખવામાં આવે, તે બળીને અગ્નિરૂપ જ થઈ જાય છે. એટલા માટે ગીતામાં આવ્યું છે—**'શુભાશુભફલૈરેવં મોક્ષ્યસે કર્મબન્ધનૈઃ'** (૯/૨૮) 'આવી રીતે મને અર્પણ કરવાથી તું કર્મબંધનથી અને શુભ (વિહિત) અને અશુભ (નિષિદ્ધ) સઘળાં કર્મોનાં ફળોથી તું મુક્ત થઈ જશે.' **'અહં ત્વા સર્વપાપેભ્યો મોક્ષયિષ્યામિ'** (૧૮/૬૬) 'હું તને સઘળાં પાપોથી મુક્ત કરી દઈશ.' ॥ ૪ ॥



# અવતાર

**પ્રશ્ન—અંશાવતાર શું હોય છે!**

**ઉત્તર**—ભગવાનની શક્તિ અનંત છે. એ અનંત શક્તિનો એક અંશ આવવાથી અંશાવતાર થાય છે. ॥ ૫ ॥

**પ્રશ્ન—ભિન્ન-ભિન્ન કલ્પોમાં ભગવાનની અવતાર-લીલામાં એ જ પ્રાણી રહે છે કે બદલાઈ જાય છે?**

**ઉત્તર**—ભગવાન જરૂરિયાત પડવાથી જ ફરીથી અવતાર લે છે, પણ તેમની લીલાનાં પ્રાણી (પાત્ર) બદલાતાં રહે છે. જેમ કે રામલીલામાં સદા એક જ પાત્ર કામ નથી કરતા, બદલાતા રહે છે. ॥ ૬ ॥

**પ્રશ્ન—કૃષ્ણાવતાર બધા અવતારોમાં વિલક્ષણ કેમ છે?**

**ઉત્તર**—કૃષ્ણાવતારમાં પ્રેમની મુખ્યતા છે. અન્ય અવતારોમાં પણ પ્રેમનો અભાવ નથી, પણ તેમનામાં પ્રેમ પ્રકટ નથી. ॥ ૭ ॥

**પ્રશ્ન—એક તો ભગવાન અવતાર લઈને લીલા કરે છે અને બીજું, સંસારમાં જે થઈ રહ્યું છે, તે બધું ભગવાનની લીલા છે—બન્નેમાં શું ફરક છે?**

**ઉત્તર**—અવતારની લીલા એકદેશીય હોય છે અને તેમાં ભગવાનના ભાવની મુખ્યતા છે. થવાવાળી લીલા સર્વદેશીય હોય છે અને તેમાં ભક્તના ભાવની મુખ્યતા છે. ॥ ૮ ॥

**પ્રશ્ન—ભગવાન તો યુક્તયોગી છે, પછી અવતારકાળમાં આ વાત કેમ નથી દેખાતી! અવતારકાળમાં તેઓ યુઞ્જાનયોગી કેમ દેખાય છે?**[1]

**ઉત્તર**—આનું કારણ એ છે કે અવતારકાળમાં ભગવાન મનુષ્યો જેવી લીલા કરે છે. તેઓ ક્યારેક માધુર્યની લીલા કરે છે, ક્યારેક ઐશ્વર્યની. ॥ ૯ ॥



૧. જે સાધના કરીને સિદ્ધ થાય છે, એવા મહાપુરુષ 'યુઞ્જાનયોગી' કહેવાય છે. સાધનામાં અભ્યાસ કરતા-કરતા તેમની વૃત્તિ એટલી તીવ્ર થઈ જાય છે કે તેઓ જ્યાં વૃત્તિ લગાવે છે, ત્યાંનું જ્ઞાન તેમને થઈ જાય છે. પરંતુ ભગવાન 'યુક્ત યોગી' કહેવાય છે. તેઓ સાધના કર્યા વિના સ્વતઃસિદ્ધ, નિત્ય યોગી છે. જાણવાને માટે તેમને વૃત્તિ નથી લગાવવી પડતી, બલકે તેમનામાં બધાનું જ્ઞાન સ્વતઃ સ્વાભાવિક સદા કાયમ રહે છે. તેઓ વિના અભ્યાસે સદા સર્વ કાંઈ જાણનારા છે.

## અહમ્

**પ્રશ્ન—અહમ્‌ને કરણ પણ કહ્યું છે અને કર્તા પણ કહ્યું છે. કરણ કર્તા કેવી રીતે થઈ શકે છે?**

**ઉત્તર**—ખરેખર તો અહમ્ કરણ છે, કર્તા તો આપણે માની લઈએ છીએ—'**કર્તાહમિતિ મન્યતે**' (ગીતા ૩/૨૭) ॥ ૧૦ ॥

**પ્રશ્ન—હુંપણું ભૂલથી માનેલું છે તો આ ભૂલ કોનામાં છે?**

**ઉત્તર**—માનવાવાળામાં છે. જેણે એકદેશીયતાનો સ્વીકાર કર્યો છે, તેનામાં છે. આ ભૂલ અનાદિ છે, પરંતુ આનો અંત થાય છે. ॥ ૧૧ ॥

**પ્રશ્ન—મન, બુદ્ધિ અને અહમ્‌ના સંસ્કાર કેવી રીતે દૂર થાય?**

**ઉત્તર**—મન, બુદ્ધિ, અહમ્‌ને છેડો નહિ. તેમને ન જુઓ, એક 'છે' ને જુઓ. એકદેશીયપણું મટી જાય—એ પણ ન જુઓ. કાંઈ પણ ન જુઓ, ચુપ થઈ જાઓ, પછી બધું આપમેળે બરાબર થઈ જશે. સમુદ્રમાં બરફના ઢગલા તરતા હોય તો તેમને ન ગાળવાના છે, ન રાખવાના છે. આને સહજાવસ્થા કહે છે. ॥ ૧૨ ॥

**પ્રશ્ન—અહમ્‌રૂપી અણુ તૂટવું અઘરું કેમ દેખાય છે?**

**ઉત્તર**—સંયોગજન્ય સુખની ઇચ્છાને કારણે જ અહંતા મટવી અઘરી દેખાય છે. જીવતા રહીએ અને સુખ-સુવિધાથી રહીએ—આના પર અહંતા ટકી રહેલી છે. ॥ ૧૩ ॥

**પ્રશ્ન—'હું જ્ઞાની છું' અને 'હું ભક્ત છું'—બન્નેમાં જ અહંભાવ સરખો છે, પછી ફરક શું થયો?**

**ઉત્તર**—ફરક એ છે કે ભક્તિમાં તો ભગવાનનો સહારો છે, પણ જ્ઞાનમાં કોનો સહારો છે? ભગવાનનો સહારો રહેવાને કારણે ભક્તમાં કાંઈક કમી, પાપ રહી જાય, તોપણ તેનું પતન નથી

થતું.[૧] ॥ ૧૪ ॥

**પ્રશ્ન—અહંકારના વિના નિષિદ્ધ કર્મ થઈ જાય અને અહંકારપૂર્વક શુભ કર્મ થઈ જાય તો બન્નેમાં કયું યોગ્ય છે?**

**ઉત્તર**—અહંકારરહિત થવાથી તો કોઈ પણ કર્મ લાગુ નથી થતું.[૨] પરંતુ અહંકારના રહેતા શુભકર્મ પણ બંધનકારક થઈ જાય છે. ॥ ૧૫ ॥

—■—

## આનંદ

**પ્રશ્ન—સાત્ત્વિક સુખ, શાંતિ અને આનંદમાં શું ફરક છે?**

**ઉત્તર**—ચિન્મયતાના સંબંધથી (કીર્તન વગેરેમાં) 'સાત્ત્વિક સુખ' મળે છે. સાત્ત્વિક સુખનો ભોગ ન કરવાથી 'શાંતિ' મળે છે. શાંતિનો પણ ઉપભોગ ન કરવાથી 'આનંદ' મળે છે.

સાત્ત્વિક સુખમાં ગુણ છે, શાંતિ અને આનંદ ગુણાતીત છે.

સંસારના ત્યાગથી શાંતિ અને પરમાત્માની પ્રાપ્તિથી આનંદ મળે છે. ॥ ૧૬ ॥

**પ્રશ્ન—સાંસારિક સુખ અને પારમાર્થિક આનંદમાં શું અંતર છે?**

**ઉત્તર**—સાંસારિક સુખ દુઃખની અપેક્ષાથી છે અર્થાત્ સાંસારિક સુખની સાથે દુઃખ પણ છે. પરંતુ આનંદ નિરપેક્ષ છે, તેની સાથે દુઃખનું

---

૧. **બાધ્યમાનોઽપિ મદ્ભક્તો વિષયૈરજિતેન્દ્રિયઃ ।**
**પ્રાયઃ પ્રગલ્ભયા ભક્ત્યા વિષયૈર્નાભિભૂયતે ॥** (શ્રીમદ્ભા૦ ૧૧/૧૪/૪૮)
'ઉદ્ધવજી! મારો જે ભક્ત હજુ જિતેન્દ્રિય નથી થઈ શક્યો અને સંસારના વિષય તેને વારંવાર તકલીફ કરતા રહે છે, પોતાની તરફ ખેંચતા રહે છે, તે પણ પ્રતિક્ષણ વધનારી મારી ભક્તિના પ્રભાવથી ઘણું કરીને વિષયોથી પરાજિત નથી થતો.'

૨. **યસ્ય નાહંકૃતો ભાવો બુદ્ધિર્યસ્ય ન લિપ્યતે ।**
**હત્વાપિ સ ઇમાઁલ્લોકાન્ન હન્તિ ન નિબધ્યતે ॥** (ગીતા ૧૮/૧૭)
'જેનો અહંકૃતભાવ ('હું કર્તા છું' — એવો ભાવ) નથી અને જેની બુદ્ધિ લિપ્ત નથી થતી, તે યુદ્ધમાં આ સઘળાં પ્રાણીઓને મારીને પણ મારતો નથી અને બંધાતો નથી.'

મિશ્રણ નથી. સાંસારિક સુખમાં વિકાર છે, પણ આનંદ નિર્વિકાર છે. સાંસારિક સુખ વિષયેન્દ્રિય-સંયોગજન્ય છે, પરંતુ આનંદ સંયોગજન્ય નથી. તેથી સાંસારિક સુખમાં તો ઉભરો છે, પણ આનંદમાં ઉભરો નથી, બલ્કે તે સમ, એકરસ, શાંત, નિર્વિકાર છે. તાત્પર્ય એ છે કે વિકાર, દુઃખ, પરિવર્તન, કમી, ખળભળાટ, વિક્ષેપ, વિષમતા, પક્ષપાત વગેરેનું ન હોવું જ 'આનંદ' છે.

આનંદ બે પ્રકારનો હોય છે, અખંડ આનંદ (નિજાનંદ) અને અનંત આનંદ (પરમાનંદ). મુક્તિનો આનંદ 'અખંડ આનંદ' અને પ્રેમનો આનંદ 'અનંત આનંદ' છે. અખંડ આનંદ સમ, શાંત, એકરસ રહે છે અને અનંત આનંદ પ્રતિક્ષણ વર્ધમાન હોય છે. તેથી પ્રેમનો આનંદ મુક્તિના આનંદથી ઘણો વિલક્ષણ છે. મુક્તિમાં તો માત્ર સાંસારિક દુઃખ મટે છે અને સ્વયં તેવો ને તેવો રહે છે, પણ પ્રેમમાં સ્વયંનું પોતાના અંશી પરમાત્માની તરફ ખેંચાણ થાય છે.

જો સાધક પોતાનો આગ્રહ ન રાખે તો શાંતરસ અખંડરસમાં અને અખંડરસ અનંતરસમાં આપમેળે લીન થાય છે. ॥ ૧૭ ॥

**પ્રશ્ન—'સત્' (પોતાની સત્તા)નો અનુભવ તો બધાને થાય છે, પણ 'ચિત્' અને 'આનંદ'નો અનુભવ બધાને નથી થતો, એમાં શું કારણ છે?**

**ઉત્તર**—સત્ કરતાં ચિત્ સ્થૂળ છે અને ચિત્ કરતાં આનંદ સ્થૂળ છે. સત્ જેટલું વ્યાપક છે, તેટલો આનંદ નથી. એટલા માટે જેવો સત્‌નો અનુભવ થાય છે, તેવો ચિત્‌નો નથી થતો અને જેવો ચિત્‌નો અનુભવ થાય છે, તેવો આનંદનો નથી થતો. ચિત્ અને આનંદમાં લૌકિક ચિત્ અને આનંદ પણ આવી જાય છે, એટલા માટે સામાન્ય લોકો ક્રિયાશીલ વસ્તુને ચેતન તથા લૌકિક સુખને આનંદ માની લે છે.

સત્ સર્વ ઠેકાણે પ્રકટ છે, ચિત્ જીવોમાં પ્રકટ છે અને આનંદ તત્ત્વજ્ઞાનીમાં પ્રકટ છે. ॥ ૧૮ ॥

—■—

## કર્તવ્ય-કર્મ

**પ્રશ્ન—કર્મનો ઉપયોગ ક્યાં છે?**

**ઉત્તર**—સંસારથી ઉપર ઉઠવાને માટે નિષ્કામભાવથી બીજાઓના હિતને માટે કર્મ કરવાની જરૂરિયાત છે; કેમ કે સકામભાવથી પોતાને માટે કર્મ કરવાથી જ મનુષ્ય સંસારમાં ફસાયો છે. તેથી કરવાનો વેગ અને વર્તમાન રાગની નિવૃત્તિને માટે કર્મ કરવાનો ઉપયોગ છે—**'આરુરુક્ષોર્મુનેર્યોગં કર્મ કારણમુચ્યતે'** (ગીતા ૬/૩) ॥ ૧૯ ॥

**પ્રશ્ન—કર્તવ્યનું પાલન અઘરું કેમ દેખાય છે?**

**ઉત્તર**—કર્તવ્ય તેને જ કહે છે, જે કરવામાં આવી શકે અને જેને કરવું જોઈએ. જે નથી કરી શકતા, તે કર્તવ્ય નથી હોતું. તેથી કર્તવ્યનું પાલન સૌથી સુગમ છે. અકર્તવ્યની આસક્તિને કારણે જ કર્તવ્ય-પાલન કઠણ દેખાય છે. ॥ ૨૦ ॥

**પ્રશ્ન—કર્તવ્ય-અકર્તવ્યનું જ્ઞાન ન થવામાં શું કારણ છે?**

**ઉત્તર**—પક્ષપાત, વિષમતા, મમતા, આસક્તિ, અભિમાન—એમના રહેવાથી જ કર્તવ્ય-અકર્તવ્યનું સ્પષ્ટ જ્ઞાન નથી થતું. ॥ ૨૧ ॥

**પ્રશ્ન—નિષ્કામભાવથી ભોજન કરીશું તો તૃપ્તિરૂપ ફળ થશે જ, પછી નિષ્કામભાવથી કરેલા કર્મનું ફળ નથી હોતું—એ વાત કેવી રીતે?**

**ઉત્તર**—નિષ્કામભાવથી કરેલ કર્મ શેકેલાં બીજની સમાન થઈ જાય છે. શેકેલાં બીજ ખેતીના કામમાં તો નથી આવતાં, પણ ખાવાના કામમાં તો આવે જ છે. તેથી નિષ્કામભાવથી કરેલા કર્મનું ફળ તો હોય છે, પણ તે બંધનકારક નથી હોતું. સકામભાવથી કરેલા કર્મનું ફળ જ બંધનકારક હોય છે—**'ફલે સક્તો નિબધ્યતે'** (ગીતા ૫/૧૨) ॥ ૨૨ ॥

**પ્રશ્ન—ભક્તિમાર્ગમાં કર્મ દિવ્ય કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—ભગવાનમાં વધારે તલ્લીન થવાથી ભક્તનાં કર્મ દિવ્ય થઈ જાય છે. મીરાબાઈનું તો શરીર પણ દિવ્ય થઈને ભગવાનના શ્રીવિગ્રહમાં લીન થઈ ગયું હતું. ॥ ૨૩ ॥

**પ્રશ્ન—ગીતામાં ભગવાને કહ્યું છે કે મારું સ્મરણ કર અને યુદ્ધ અર્થાત્ કર્તવ્ય-કર્મ પણ કર—'મામનુસ્મર યુદ્ધ ચ' (૮/૭). જો ભગવાનનું સ્મરણ કરીશું તો કર્તવ્ય-કર્મ બરાબર નહિ થશે અને કર્તવ્ય-કર્મમાં મન લગાડીશું તો ભગવાનનું સ્મરણ નહિ થશે; તેથી બન્ને એક સાથે કેવી રીતે કરીશું?**

**ઉત્તર**—દરેક કાર્ય મન લગાડીને કરવું જોઈએ પણ ઉદ્દેશ્ય ભગવાનનો હોવો જોઈએ. દરેક કાર્યને ભગવાનનું જ કાર્ય માનીને કરવું જોઈએ. ઘરેણાં ઘડતી વેળાએ સોનીની ભીતર 'આ સોનું છે' એ વાત બેસી રહે છે. આવી રીતે દરેક કાર્ય કરતી વેળાએ સાધકની ભીતર 'સર્વ કાંઈ પરમાત્મા જ છે' એ વાત બેસી રહેવી જોઈએ. ॥ ૨૪ ॥

**પ્રશ્ન—ક્રિયા, કર્મ, ઉપાસના અને વિવેક—આ ચારેયમાં શું ફરક છે?**

**ઉત્તર**—'ક્રિયા' ફળજનક નથી હોતી અર્થાત્ કોઈ પરિસ્થિતિની સાથે સંબંધ નથી જોડતી. કર્મ ફળજનક હોય છે અર્થાત્ સુખદાયી-દુઃખદાયી પરિસ્થિતિની સાથે સંબંધ જોડે છે. 'ઉપાસના' ભગવાનની સાથે સંબંધ જોડે છે. 'વિવેક' જડતાથી સંબંધ-વિચ્છેદ કરે છે.

કર્મ અને ઉપાસનામાં જે ક્રિયા છે, તે કલ્યાણ નથી કરતી. કર્મમાં નિષ્કામભાવ કલ્યાણ કરે છે અને ઉપાસનામાં ભગવાનનો સંબંધ કલ્યાણ કરે છે ॥ ૨૫ ॥

—■—

# કળિયુગ

**પ્રશ્ન—ભગવાનને કળિયુગ કેમ બનાવ્યો?**

**ઉત્તર**—ભગવાને કળિયુગ એ ઉદ્દેશ્યથી બનાવ્યો કે જીવનું જલદી કલ્યાણ થઈ જાય! તેના દ્વારા કરવામાં આવેલ થોડા પુણ્યકર્મનું પણ મહાન ફળ થઈ જાય![1] મનુષ્યે ભગવાનના આ ઉદ્દેશ્યનો સદુપયોગ કરવાનો છે, દુરુપયોગ નહિ. ॥ ૨૬ ॥

**પ્રશ્ન—કળિયુગ ક્યાં સુધી પોતાનો પ્રભાવ નાંખે છે?**

**ઉત્તર**—કળિયુગનો પ્રભાવ એટલો જ છે કે સત્યયુગ વગેરેમાં ધર્મનું પાલન સુગમતાથી થાય છે અને કળિયુગમાં કઠણાઈથી થાય છે. કળિયુગમાં ધર્મનું પાલન કઠણાઈથી થવા છતાં પણ થોડા અનુષ્ઠાનનું વધુ પુણ્ય થાય છે. ॥ ૨૭ ॥

**પ્રશ્ન—યુગોનો હ્રાસ જે ક્રમથી થાય છે, તે ક્રમથી ઉત્થાન કેમ નથી થતું? કળિયુગના પછી દ્વાપર ન આવીને સીધો સત્યયુગ કેમ આવે છે?**

**ઉત્તર**—પ્રકૃતિનું કાર્ય આપમેળે પતનની તરફ જાય છે પણ ઉત્થાન ભગવાનની કૃપાથી થાય છે; જેમ કે કોઈ વાતને આપમેળે ભૂલી જઈએ છીએ પણ યાદ કરવી પડે છે. તેથી ભગવાન જ કૃપા કરીને કળિયુગના પછી સત્યયુગ લાવે છે. ॥ ૨૮ ॥

**પ્રશ્ન—'કલિ કર એક પુનીત પ્રતાપા । માનસ પુન્ય હોહિં નહિ પાપા ॥' (માનસ, ઉત્તર૦ ૧૦૩/૪)—આનું શું તાત્પર્ય છે?**

---

૧. **કલિયુગ સમ જુગ આન નહિં જૌં નર કર બિસ્વાસ ।**
**ગાઈ રામ ગુન ગન બિમલ ભવ તર બિનહિં પ્રયાસ ॥**
(માનસ, ઉત્તર૦ ૧૦૩ ક)

**યત્કૃતે દશભિર્વર્ષૈસ્ત્રેતાયાં હાયનેન તત્ ।**
**દ્વાપરે તચ્ચ માસેન હ્યહોરાત્રેણ તત્કલૌ ॥** (વિષ્ણુપુરાણ ૬/૨/૧૫)

'જે ફળ સત્યયુગમાં દસ વર્ષ તપસ્યા, બ્રહ્મચર્ય, જપ વગેરે કરવાથી મળે છે, તેને મનુષ્ય ત્રેતામાં એક વર્ષ, દ્વાપરમાં એક માસ અને કળિયુગમાં એક દિવસ-રાતમાં પ્રાપ્ત કરી લે છે.

**ઉત્તર**—એ ભગવાને કળિયુગમાં છૂટ આપી છે. મનમાં પુણ્યકર્મ કરવાની ઇચ્છા થઈ પણ કોઈ કારણે કરી શક્યા નહિ તોપણ તેનું પુણ્ય લાગશે. કોઈ કારણથી મનમાં પાપ કરવાની ઇચ્છા થઈ પણ કરી શક્યા નહિ અને તેનો પશ્ચાતાપ થયો તો તેનું પાપ નહિ લાગશે. તાત્પર્ય એ છે કે મનમાં આવવાથી પાપ નથી થતું, બલ્કે કરવાથી પાપ થાય છે.

જેની ઇચ્છા (નીયત) પાપ કરવાની છે, તેને તો પાપ લાગશે જ; કેમ કે ઇચ્છા પાપનું મૂળ છે, જેનાથી પાપ પેદા થાય છે.[૧] હા, પાપ કરવાની નીયત ન હોવા છતાં પણ કોઈ કારણથી, જૂના સંસ્કારોથી, કળિયુગના પ્રભાવથી મનમાં પાપની વાસના આવી જાય તો તેનો દોષ નહિ લાગશે. ॥ ૨૯ ॥

**પ્રશ્ન—આજકાલ ઢોંગી સાધુઓનો પ્રચાર વધારે કેમ હોય છે?**

**ઉત્તર**—આમાં કળિયુગ મદદ કરે છે. જો ઢોંગી સાધુઓનો પ્રચાર નહિ થશે તો કળિયુગ કેવી રીતે કહેવાશે? ખરેખર તો ઢોંગી સાધુઓનો પ્રચાર માત્ર ઉભરો હોય છે, જે સ્થાયી નથી હોતો. સાચા, ત્યાગી સાધુનો પ્રચાર સ્થાયી હોય છે. તેના દ્વારા લોકોનું સ્થાયી અને અસલી હિત થાય છે. જેની ભીતર થોડી પણ ભોગવાસના હોય છે, તેના દ્વારા લોકોનું અસલી હિત નથી થતું. ॥ ૩૦ ॥

**પ્રશ્ન—સોનામાં કળિયુગનો નિવાસ જણાવવામાં આવ્યો છે; તેથી સ્ત્રીઓએ સોનાનાં ઘરેણાં પહેરવાં જોઈએ કે નહિ?**

**ઉત્તર**—ઘરેણાં પહેરવામાં દોષ નથી દેખાતો. સોનાને પવિત્ર માનવામાં આવ્યું છે. સોનાના અભિમાનમાં કળિયુગનું રહેઠાણ છે. ॥ ૩૧ ॥



---

૧. **કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥** (ગીતા ૩/૩૭)

'રજોગુણથી ઉત્પન્ન આ કામ અર્થાત્ કામના જ પાપનું કારણ છે. આ કામ જ ક્રોધમાં ફેરવાઈ જાય છે. એ ઘણું ખાનારો અને મહાપાપી છે. આ વિષયમાં તું આને જ વેરી જાણ.'

## કામના

**પ્રશ્ન—સુખભોગની ઇચ્છા શા માટે થાય છે?**

**ઉત્તર**—શરીરની સાથે પોતાનો સંબંધ માનવાથી એટલે કે શરીરને હું, મારું અને મારા માટે માનવાથી જ સુખભોગની ઇચ્છા થાય છે. ॥ ૩૨ ॥

**પ્રશ્ન—કામના અને મમતા મારામાં છે કે નહિ—આની જાણ કેવી રીતે થાય?**

**ઉત્તર**—જો દિલમાં ક્યારેક અશાંતિ કે ખળભળાટ થાય છે તો સમજવું જોઈએ કે ભીતરમાં કામના છે. પોતાના અને પરાયાનો ભેદ મમતાને કારણે થાય છે. જેનામાં મમતા હોય છે, તેની પોતાના પર અસર પડે છે. ॥ ૩૩ ॥

**પ્રશ્ન—સુખની કામના અને આશામાં શું ફરક છે?**

**ઉત્તર**—સુખ મળવાની તથા દુઃખ ન મળવાની 'કામના' થાય છે અને સુખ મળવાની સંભાવના હોવાથી 'આશા' થાય છે. ॥ ૩૪ ॥

**પ્રશ્ન—આપણું દુઃખ મટી જાય—એ કામના કરવી જોઈએ કે નહિ?**

**ઉત્તર**—કોઈ પણ કામના નહિ કરવી જોઈએ. દુઃખ મટી જાય—એ કામના કરશો તો સુખનો ભોગ થશે. બંધન મટી જાય—એ કામના કરીશું તો મુક્તિનો ભોગ થશે. જડતાથી સંબંધ-વિચ્છેદ પણ પોતાને માટે નહિ થાય, નહિ તો સૂક્ષ્મ અહમ્ રહી જશે. તાત્પર્ય એ છે કે આપણે કાંઈ લેવાનું છે જ નહિ.

સાધક જેટલો પણ ભગવાન પર નિર્ભર થાય છે, તેટલો જ તે આગળ વધતો ચાલ્યો જાય છે. તે પોતાની કોઈ ઇચ્છા ન રાખે, બધું ભગવાન પર છોડી દે તો ઘણી વિલક્ષણતા આવી જાય છે અને સમગ્રની પ્રાપ્તિ થઈ જાય છે. તેથી પોતાની મુક્તિની પણ ઇચ્છા ન રાખે—એ ઉત્તમ છે. જેમ કે નરસિંહજીને ભગવાન શંકરનાં દર્શન થયાં તો તેમણે કાંઈ પણ માગ્યું નહિ, બલ્કે એ જ કહ્યું કે તમને સારું લાગે તે જ આપો. મનુષ્ય એટલી જ ઇચ્છા કરે છે, જેટલી તેને પોતાની દૃષ્ટિથી દેખાય છે. પરંતુ આગળ

તત્ત્વ અનંત છે. આગળ ઘણું વિલક્ષણ ઐશ્વર્ય છે. સાધક પોતાનો આગ્રહ ન રાખે, સંતોષ ન કરે તો તે આપમેળે આગળ વધશે. ॥ ૩૫ ॥

**પ્રશ્ન—ભગવાન કલ્પવૃક્ષ છે અને મનુષ્યમાત્ર તેની છાયામાં રહે છે, છતાં મનુષ્યની બધી ઈચ્છાઓ પૂરી કેમ નથી થતી?**

**ઉત્તર**—કલ્પવૃક્ષ પાસે તો જે માંગો, તે જ આપે છે, ભલેને તેમાં આપણું હિત ન હોય, પણ ભગવાન તે જ આપે છે, જેમાં આપણું હિત હોય. લોકો તો તે ઈચ્છા કરે છે, જેનાથી પરિણામમાં દુઃખ પામવું પડે! એટલા માટે ભગવાન તેમની ઈચ્છા પૂરી નથી કરતા કે બસ, આટલું જ દુઃખ પૂરતું છે, વધારે દુઃખ કેમ ચાહો છો! કલ્પવૃક્ષ અને દેવતા તો દુકાનદારના જેવા છે પણ ભગવાન પિતાના જેવા છે. ॥ ૩૬ ॥

**પ્રશ્ન—પરંતુ ભગવાન સત્‌વિષયક ઈચ્છા પણ ક્યાં પૂરી કરે છે! સાધક તેમને ચાહે છે તો શું તેઓ બધાને મળી જાય છે?**

**ઉત્તર**—સત્‌-વિષયક ઈચ્છા એટલા માટે પૂરી નથી થતી કે સાથે અસત્‌ની ઈચ્છા પણ ભળેલી રહે છે. ॥ ૩૭ ॥

**પ્રશ્ન—એક પુસ્તકમાં આવ્યું છે કે મનુષ્ય જે પણ કામના કરે છે, તેની પૂર્તિ થવી આવશ્યક છે; શું આ યોગ્ય છે?**

**ઉત્તર**—આમ થવું અશક્ય છે. કામનાઓ અનંત છે; તેથી બધી જ કામનાઓ કદી પૂરી નહિ થશે અને મુક્તિ પણ નહિ થશે! જે કામનાને લીધે જપ-તપ વગેરે કરવામાં આવે, તેવી કામનાની પૂર્તિ થાય છે. જેમ કે ધ્રુવજીએ રાજ્ય-પ્રાપ્તિની કામનાને લીધે તપસ્યા કરી તો તે કામના પછી ન રહેવા છતાં પણ ભગવાને પૂરી કરી. આવી રીતે ભગવાનની પાસે જતી વેળાએ વિભીષણના મનમાં રાજ્યની કામના રહી, જેને ભગવાને પૂરી કરી. તાત્પર્ય એ છે કે ભગવાનની સામે જતી વેળાએ જે કામના રહે છે, તે જ કામના બાધક થાય છે, જેને ભગવાન પૂરી કરે છે. ॥ ૩૮ ॥

**પ્રશ્ન—જે કોઈ કામનાને લીધે ભગવાનનું ભજન કરે છે, તેને ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે શું?**

**ઉત્તર**—ભગવત્પ્રાપ્તિ તો દૂર રહી, તેનું કલ્યાણ પણ નથી થઈ

શકતું! ॥ ૩૯ ॥

**પ્રશ્ન—પરંતુ ભગવાને ધનની કામનાવાળા અર્થાર્થી ભક્તને પણ ઉદાર કહ્યો છે—'ઉદારાઃ સર્વ એવૈતે' (ગીતા ૭/૧૮)?**

**ઉત્તર**—અર્થાર્થી ભક્તના હૃદયમાં ભગવાન મુખ્ય છે, ધન ગૌણ છે. એટલા માટે ભગવાને કહ્યું છે—**'ચતુર્વિધા ભજન્તે મામ્'** (ગીતા ૭/૧૬). તે ભગવાનના સિવાય બીજા કોઈ દ્વારા ધન નથી ચાહતો. પરંતુ જે ભક્ત નથી, તે માત્ર કામનાની પૂર્તિને માટે ભગવાનનું ભજન કરે છે, તેનું કલ્યાણ નથી થઈ શકતું. કારણ કે તેણે ભગવાનને ભગવાન (સાધ્ય) નથી માન્યા, બલ્કે કામનાપૂર્તિનું એક સાધન માન્યું છે. તેનું સાધ્ય તો રૂપિયા છે અને ભગવાન રૂપિયા છાપવાના મશીનની જેમ સાધન છે. આવી વ્યક્તિ કામના પૂરી ન થવાથી ભગવાનને છોડી દે છે. એક સ્ત્રીનો પતિ બીમાર થયો. કોઈએ સલાહ આપી કે ઠાકોરજીની પૂજા કરો તો પતિ સાજો થઈ જશે. તેણે તેવું જ કર્યું. પતિ સાજો થઈ ગયો. ફરી પાછો પતિ બીમાર થયો તો પેલી સ્ત્રીએ પાછી ઠાકોરજીની પૂજા કરી. પતિ મરી ગયો. તેણે ઠાકોરજીને ઉઠાવીને બહાર ફેંકી દીધા. આવી રીતે ભગવાનની પૂજા કરનારનું કલ્યાણ નથી થતું. ॥ ૪૦ ॥

**પ્રશ્ન—ભગવાન આપણા છે અને આપણા માટે છે, પછી તેમની પાસે કાંઈ માગવામાં શું દોષ છે?**

**ઉત્તર**—પ્રભુ મારા છે અને મારા માટે છે—એમ કહેવાનો આશય એ નથી આપણને ભગવાન પાસેથી કાંઈ લેવું છે! તેઓ મારા માટે છે એટલા માટે પોતાની જાતને તેમને આપવાની છે, તેમને સમર્પિત થવાનું છે. કાંઈક ચાહવાથી આપણે તેમનાથી અલગ થઈ જઈશું અને પોતાને આપવાથી તેમનાથી અભિન્ન થઈ જઈશું. તેમની પાસે જે વસ્તુને માગીશું, તે વસ્તુનું મહત્ત્વ થઈ જશે. જે વસ્તુ પોતાની અને પોતાને માટે નથી, તેની કામના કરવાનો આપણને અધિકાર જ નથી. ॥ ૪૧ ॥

—■—

**પ્રશ્ન—ભગવાને ગીતા યુદ્ધના સમયે જ કેમ સંભળાવી?**

**ઉત્તર**—એ બતાવવાને માટે કે યુદ્ધ જેવું ઘોર કર્મ કરતા રહીને પણ મનુષ્ય કલ્યાણને પામી શકે છે. તાત્પર્ય છે કે સાધન કોઈ પરિસ્થિતિ-વિશેષની અપેક્ષા નથી રાખતું. તે પ્રત્યેક પરિસ્થિતિ, અવસ્થામાં થઈ શકે છે. કારણ કે પરમાત્મા દરેક પરિસ્થિતિમાં જેમ છે તેમ વિદ્યમાન છે. તેથી તે પ્રત્યેક પરિસ્થિતિમાં પ્રાપ્ત કરી શકાય છે. ॥ ૪૨ ॥

**પ્રશ્ન—ગીતાનો સિદ્ધાંત સર્વશ્રેષ્ઠ કેમ માનવામાં આવ્યો છે?**

**ઉત્તર**—કારણ કે તે સિદ્ધાંત સ્વયં ભગવાનનો છે, ઋષિ-મુનિઓનો નથી! ભગવાન ઋષિ-મુનિઓના પણ આદિ છે—**'અહમાદિર્હિ દેવાનાં મહર્ષીણાં ચ સર્વશઃ'** (ગીતા ૧૦/૨). વાસ્તવમાં ભગવાનનો સિદ્ધાંત જ 'સિદ્ધાંત' કહેવાને લાયક છે. અન્ય દાર્શનિકોનો સિદ્ધાંત વાસ્તવમાં 'સિદ્ધાંત' નથી, બલ્કે 'મત' છે ॥ ૪૩ ॥

**પ્રશ્ન—ભગવાને 'રામાયણ'માં કહ્યું છે—'મમ દરસન ફલ પરમ અનૂપા । જીવ પાવ નિજ સહજ સરૂપા ॥' (અરણ્ય૦ ૩૬/૫) અર્જુને તો ભગવાનનાં વિશ્વરૂપ, ચતુર્ભુજરૂપ અને દ્વિભુજરૂપ—ત્રણેનાં દર્શન કરી લીધાં હતાં, છતાં તેમનો મોહ દૂર કેમ નહિ થયો?**

**ઉત્તર**—દર્શન આપ્યા પછી મોહ દૂર કરવાની જવાબદારી ભગવાનની હોય છે. અર્જુનનો મોહ આગળ ચાલીને નષ્ટ થઈ જ ગયો હતો—**'નષ્ટો મોહઃ સ્મૃતિર્લબ્ધા'** (ગીતા ૧૮/૭૩). આનાથી સિદ્ધ થયું કે દર્શનના પછી મોહ નષ્ટ થાય જ છે. પરંતુ અર્જુને મોહ નષ્ટ થવામાં ન તો ગીતા-શ્રવણને અને ન દર્શનને જ કારણ માન્યું છે, બલ્કે ભગવાનની કૃપાને જ કારણ માન્યું છે—**'ત્વત્પ્રસાદાન્મયાચ્યુત'** ॥ ૪૪ ॥

**પ્રશ્ન—ગીતામાં શ્રેષ્ઠ પુરુષોનાં આચરણની મુખ્યતા જણાવી છે—'યદ્યદાચરતિ શ્રેષ્ઠસ્તત્તદેવેતરો જનઃ'** (ગીતા ૩/૨૧) **અને ભાગવતમાં વચનની મુખ્યતા જણાવી છે—'ઈશ્વરાણાં વચઃ સત્યં તથૈવાચરિતં ક્વચિત્'** (૧૦/૩૩/૩૨). **બન્નેમાં કઈ વાત માનવી?**

**ઉત્તર**—ગીતામાં તો સંસારની સ્વાભાવિક પ્રવૃત્તિ જણાવી છે કે શ્રેષ્ઠ પુરુષ જેવું આચરણ કરે છે, તેવું જ અન્ય લોકો પણ કરે છે. પરંતુ હકીકતમાં કર્તવ્ય-અકર્તવ્યના વિષયમાં વચનને પ્રમાણ માનવું શ્રેષ્ઠ છે. એટલા માટે ઇતિહાસની અપેક્ષાએ વિધિને અને વિધિની અપેક્ષાએ નિષેધને પ્રબળ માનવામાં આવ્યું છે.

શ્રેષ્ઠ પુરુષોનાં આચરણની સ્વાભાવિક જ બીજાઓ પર અસર પડે છે, ભલે આપણે જોઈએ કે ન જોઈએ. પરંતુ જ્યાં તેમનાં આચરણ અને વચનોમાં વિરોધ દેખાય, ત્યાં તેમનાં આચરણ ન જોઈને તેમનાં વચનોનું જ પાલન કરવું જોઈએ. કારણ કે તેમણે કઈ પરિસ્થિતિમાં શું કર્યું—એની ખબર નથી પડતી. ॥ ૪૫ ॥

**પ્રશ્ન—અસત્‌ની સત્તા જ નથી—'નાસતો વિદ્યતે ભાવઃ'** (ગીતા ૨/૧૬) **પછી પ્રકૃતિને અનાદિ કેમ કહી છે—'પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ'** (ગીતા ૧૩/૧૯)? **અનાદિ કહેવાથી એ ભાવ નીકળે છે કે પ્રકૃતિની સત્તા છે?**

**ઉત્તર**—અજ્ઞાનીને સમજાવવાને માટે અજ્ઞાનીની જ ભાષા બોલવી પડે છે. આપણે પ્રકૃતિની સત્તા માનીએ છીએ, એટલા માટે શાસ્ત્ર આપણી ભાષામાં જ કહે છે. ખરેખર તો પ્રકૃતિની સત્તા છે જ નહિ. પરંતુ જેમની દૃષ્ટિમાં પ્રકૃતિની સત્તા છે, તેમના માટે પ્રકૃતિને અનાદિ કહેવામાં આવી છે. પ્રકૃતિ અનાદિ હોવા છતાં પણ અનંત નથી, બલ્કે સાન્ત (અંતવાળી) છે.

દૃષ્ટિભેદથી દર્શન અનેક છે, તત્ત્વ એક છે. જ્યાં દ્રષ્ટા, દૃષ્ટિ અને દૃશ્ય નથી, ત્યાં ભેદ નથી. દૃષ્ટા, જ્ઞાતા, દાર્શનિક, દર્શન જ્યાં સુધી છે, ત્યાં સુધી ભેદ છે. એમનાથી આગળ તત્ત્વમાં ભેદ નથી. ॥ ૪૬ ॥

**પ્રશ્ન—ગીતાએ પ્રકૃતિને અનાદિ તો કહી છે, પણ અનંત કે સાંત નથી કહી, આવું કેમ?**

**ઉત્તર**—જો પ્રકૃતિને અનંત (નિત્ય) કહીશું તો જ્ઞાનનું ખંડન થાય છે; કેમ કે જ્ઞાનની દૃષ્ટિથી પ્રકૃતિની સત્તા જ નથી—**'નાસતો વિદ્યતે ભાવઃ'** (ગીતા ૨/૧૬). જો પ્રકૃતિને સાંત (અનિત્ય) કહીશું તો ભક્તિનું ખંડન થાય છે; કેમ કે ભક્તિની દૃષ્ટિથી પ્રકૃતિ ભગવાનની શક્તિ હોવાથી ભગવાનથી અભિન્ન છે—**'સદસચ્ચાહમ્'** (ગીતા ૯/૧૯). તેથી ભગવાને જ્ઞાન અને ભક્તિ—બન્નેની વાત રાખવાને માટે જ પ્રકૃતિને ન અનંત કહી છે અને ન સાંત કહી છે, બલ્કે અનાદિ કહી છે. ॥ ૪૭ ॥

**પ્રશ્ન—ભગવાને ગીતામાં કહ્યું છે કે જો હું કર્તવ્યનું પાલન નહિ કરીશ તો લોકો પણ કર્તવ્યથી વિમુખ થઈ જશે, એટલા માટે હું પણ કર્તવ્યનું પાલન કરતો રહું છું (૩/૨૨—૨૪), પછી આજકાલ લોકો પોતાનાં કર્તવ્યનું પાલન કેમ નથી કરતા?**

**ઉત્તર**—ભગવાનની વાત તેવા લોકોને માટે છે, જે ભગવાનને માનનારા (આસ્તિક) છે. કારણ કે ભગવાનના કર્તવ્ય-પાલનની અસર તેવા જ લોકો પર પડશે, જેઓ ભગવાન પર શ્રદ્ધા-વિશ્વાસ રાખે છે. જે ભગવાનને નથી માનતા, તેમના પર ભગવાનના કર્તવ્ય-પાલનની અસર નહિ પડશે. જેમની વિપરીત બુદ્ધિ થઈ રહી છે, તેઓ ભગવાનની કૃપાને શું સમજે? ॥ ૪૮ ॥

**પ્રશ્ન—ગીતામાં ભગવાને કહ્યું છે—'સુખં દુઃખં ભવોઽભાવો ભયં ચાભયમેવ ચ' (૧૦/૪). 'અભય' દૈવી સંપત્તિ છે અને 'ભય' આસુરી સંપત્તિ છે, છતાં બન્ને ભગવાનનાં સ્વરૂપ કેવી રીતે થયાં?**

**ઉત્તર**—દૈવી સંપત્તિ પણ ભગવાનનું સ્વરૂપ છે અને આસુરી સંપત્તિ પણ ભગવાનનું સ્વરૂપ છે. અભય પણ ભગવાનનું સ્વરૂપ છે અને ભય પણ ભગવાનનું સ્વરૂપ છે. વાસ્તવમાં તત્ત્વ એક જ છે પણ આપણી કામના (ભોગેચ્છા)ને કારણે બે વિભાગ થઈ જાય છે.

ભગવાનના વિરાટરૂપમાં ભયભીત પણ દેખાય છે—**'રક્ષાંસિ ભીતાનિ દિશો દ્રવન્તિ'** (ગીતા ૧૧/૩૬), **'કેચિદ્ભીતાઃ પ્રાઞ્જલયો ગૃણન્તિ'** (ગીતા ૧૧/૨૧). ભયભીત પણ વિરાટરૂપનું જ અંગ છે. તાત્પર્ય એ છે કે ભયભીત થનારા પણ ભગવાન છે અને જેમનાથી ભયભીત થઈ રહ્યા છે, તેઓ પણ ભગવાન છે.

મનુષ્ય સુખ ચાહે છે, દુઃખ નથી ચાહતો, ત્યારે જ બે વિભાગ થયા છે અને શાસ્ત્રોએ પણ બે વિભાગો (દૈવી-આસુરી, શુભ-અશુભ વિહિત-નિષિદ્ધ વગેરે)નું વર્ણન કર્યું છે. ભેદના મૂળમાં ભોગેચ્છા જ છે. સઘળાં દુઃખ, સંતાપ, અનિષ્ટ વગેરે ભોગેચ્છાને કારણે જ છે. ભોગેચ્છા તદ્દન મટી જવાથી મોક્ષ જ છે. ॥ ૪૯ ॥

**પ્રશ્ન—ભગવાનમાં મન લગાડવું કરણસાપેક્ષ સાધન છે, જેમાં યોગભ્રષ્ટ થવાની સંભાવના રહે છે. છતાં ગીતામાં ભક્તના દ્વારા મન લગાડવાની વાત કેમ આવી છે—'મન્મના ભવ' (૯/૩૪, ૧૮/૬૫)?**

**ઉત્તર**—હકીકતમાં ભક્ત સ્વયં લાગે છે, મન નથી લગાડતો. મન લગાડીને સ્વયં લાગવું કરણસાપેક્ષ છે પણ સ્વયં લાગીને મન આપમેળે લાગી જવું કરણનિરપેક્ષ છે. ભક્ત મન લગાડીને સ્વયં નથી લાગતો. તે સ્વયં લાગે છે (**મદ્ભક્તઃ**), પછી તેનાં મન, બુદ્ધિ, ઇન્દ્રિયો પણ આપોઆપ લાગી જાય છે. ॥ ૫૦ ॥

**પ્રશ્ન—ગીતાએ સંસારને તો અસત્ કહ્યો છે પણ દોરડીમાં સાપની જેમ અધ્યસ્ત નથી કહ્યો, આનું શું કારણ છે?**

**ઉત્તર**—દોરડીમાં સર્પ તો બોધ થયા પછી નથી દેખાતો પણ સંસાર બોધ થયા પછી પણ દેખાય છે. આસક્તિ (દોષ) કર્તામાં છે પણ દેખાય છે સંસારમાં. પોતાના રાગને કારણે જ પૈસામાં આકર્ષણ (લોભ) થાય છે. રાગ ન રહેવાથી પૈસા તો તેવા જ દેખાય છે પણ આકર્ષણ નથી રહેતું. આવી રીતે ભોગોની આસક્તિ ન રહેવાથી સંસાર તો દેખાય છે પણ તેમાં આકર્ષણ નથી થતું.

હકીકતમાં સંસાર અધ્યસ્ત નથી, બલ્કે તેનો સંબંધ અધ્યસ્ત છે. સંસાર આસક્તને પણ દેખાય છે અને વિરક્તને પણ, પરંતુ આસક્તને નક્કર દેખાય છે, વિરક્તને પોલો. જે છે નહિ, પરંતુ દેખાય છે, તે અધ્યસ્ત હોય છે. પરંતુ સંસાર જેવો છે, તેવો જ દેખાય છે, પરંતુ તેનો સંબંધ (રાગ) નથી રહેતો. જ્ઞાની પુરુષને સોનાની મહોર મહોરરૂપે જ દેખાય છે, પથ્થરરૂપે નથી દેખાતી, પરંતુ તેમાં તેનો રાગ નથી હોતો. આશય એ છે કે સંસારની સત્તા બાધક નથી, બલ્કે રાગપૂર્વક જોડવામાં આવેલો સંબંધ બાધક છે. વૈરાગ્ય વસ્તુની સત્તાનો નાશ નથી કરતો, બલ્કે રાગનો નાશ કરે છે. રાગપૂર્વક સંબંધ બાંધનારો છે. સંસાર દુઃખદાયી નથી, તેનો સંબંધ દુઃખદાયી છે. ॥ ૫૧ ॥

**પ્રશ્ન—દોરડીમાં સર્પ દેખાવો 'નિરુપાધિક ભ્રમ' છે અને દર્પણમાં મુખ દેખાવું 'સોપાધિક ભ્રમ' છે. શું સંસારનું દેખાવું 'સોપાદિક ભ્રમ' માની શકીએ છીએ; કેમ કે ભ્રમ મટવા છતાં પણ દર્પણમાં મુખ તો દેખાય જ છે?**

**ઉત્તર**—સોપાધિક ભ્રમ પણ નથી માની શકતા; કેમ કે દર્પણમાં મુખ દેખાય તો છે, પણ તે કામ નથી આવતું એટલે કે તેનાથી વ્યવહાર નથી થતો. પરંતુ સંસારમાં રાગ મટવા છતાં પણ વ્યવહાર તો થાય જ છે. ॥ ૫૨ ॥

**પ્રશ્ન—ગીતામાં આવ્યું છે કે યોગભ્રષ્ટ પુરુષ શુદ્ધ શ્રીમાનોના ઘરમાં જન્મ લે છે અથવા યોગીઓના કુળમાં જન્મ લે છે (ગીતા ૬/૪૧-૪૨). પરંતુ જડભરતે હરણયોનિમાં જન્મ લીધો. તેથી તેઓ કયા યોગભ્રષ્ટ હતા?**

**ઉત્તર**—તેમને યોગભ્રષ્ટ નથી કહી શકતા. કારણ કે યોગભ્રષ્ટ પોતાનું સાધન પૂરું કરવાને માટે શુદ્ધ શ્રીમાનના ઘરમાં અથવા યોગીના ઘરમાં જન્મ લે છે અને ત્યાં અગાઉ કરેલા સાધનમાં ફરીથી લાગે છે. પરંતુ જડભરતે ન તો શ્રીમાનના ઘરમાં જન્મ લીધો અને

ન યોગીના કુળમાં જન્મ લીધો, બલ્કે હરણયોનિમાં જન્મ લીધો. તેમણે હરણયોનિમાં કોઈ સાધન પણ નથી કર્યું. તેથી તેઓ યોગભ્રષ્ટ નહિ હતા પણ અંત સમયે હરણની તરફ વૃત્તિ જવાથી તેમને ફરીથી જન્મ લેવો પડ્યો. ॥ ૫૩ ॥

**પ્રશ્ન—ભગવાને ગીતામાં કર્મયોગ (સાધન)-ને અવ્યય કહ્યો છે—'ઈમં વિવસ્તે યોગં પ્રોક્તવાનહમવ્યયમ્'** (૪/૧). **અવ્યય એટલે કે નિત્ય તો સાધ્ય છે, સાધન નિત્ય કેવી રીતે?**

**ઉત્તર**—સાધક જ સાધન થઈને સાધ્યમાં લીન થાય છે. તેથી સાધક, સાધન અને સાધ્ય—ત્રણેય તત્ત્વથી નિત્ય છે. સાધક, સાધન અને સાધ્ય—ત્રણે એક જ છે, પણ મોહને કારણે અલગ અલગ દેખાય છે. ત્રણે નિત્ય છે, પણ મોહ અનિત્ય છે—**'નષ્ટો મોહઃ'** (ગીતા ૧૮/૭૩) ॥ ૫૪ ॥

**પ્રશ્ન—ભગવાને ગીતામાં સ્વયં (આત્મા)-ને 'શરીરી' (શરીરવાળો) અને 'દેહી'** (દેહવાળો) **કહ્યો છે, આનાથી સિદ્ધ થયું કે સ્વયંનો શરીરની સાથે સંબંધ છે?**

**ઉત્તર**—સ્વયંનો શરીરની સાથે બિલકુલ પણ સંબંધ ન કદી હતો, ન છે, ન હશે અને ન હોવો સંભવ જ છે. પરંતુ ભગવાને સાધકોને સમજાવવાની દૃષ્ટિથી સ્વયંને 'શરીરી' અથવા 'દેહી' નામથી કહ્યું છે. 'શરીરી' કહેવાનો આશય એ જ જણાવ્યો છે કે તું શરીર નથી. સ્વયં પરમાત્માનો અંશ છે—**'મમૈવાંશો જીવલોકે'** (ગીતા ૧૫/૭) અને શરીર પ્રકૃતિનો અંશ છે—**'મનઃષષ્ઠાનીન્દ્રિયાણિ પ્રકૃતિસ્થાનિ'** (ગીતા ૧૫/૭). શરીર પ્રતિક્ષણ નાશ થનારું અને અસત્ છે. આવા અસત્ શરીરને લઈને સ્વયં શરીરી (શરીરવાળો) કેવી રીતે થઈ શકે છે? તેથી સાધક સ્વયં શરીર પણ નથી અને શરીરી પણ નથી. ॥ ૫૫ ॥

—■—

## ચુપ-સાધન

**પ્રશ્ન—ચુપ-સાધન સુગમતાપૂર્વક કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—મારે બેસવું છે, ચુપ-સાધન કરવું છે—એવો સંકલ્પ રહેવાથી ચુપ-સાધન ઉત્તમ નથી થતું; કેમ કે વૃત્તિમાં ગર્ભ રહે છે. મારે કાંઈ નથી કરવું—આ પણ 'કરવું' જ છે. ચુપ-સાધન ઉત્તમ ત્યારે થાય છે, જ્યારે કાંઈ કરવાની રુચિ ન રહે. જે જોવાનું હતું, તે જોઈ લીધું; સાંભળવાનું હતું તે સાંભળી લીધું; બોલવાનું હતું તે બોલી લીધું. આવી રીતે કાંઈ પણ જોવા, સાંભળવા, બોલવા વગેરેની રુચિ ન રહે. રુચિ રહેવાથી ચુપ-સાધન ઉત્તમ નથી થતું. ॥ ૫૬ ॥

**પ્રશ્ન—કાંઈ કરવાની રુચિ ન રહે તો સિદ્ધિ થઈ ગઈ, પછી સાધન કેવી રીતે થશે?**

**ઉત્તર**—સિદ્ધિ થવાથી રુચિ નથી રહેતી—એટલી જ વાત નથી, બલ્કે અસત્‌ની સત્તા જ ઉઠી જાય છે! ન કરવાની રુચિ રહે છે, ન નહિ કરવાની રુચિ રહે છે—**'નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન'** (ગીતા ૩/૧૮). તેથી રુચિ ન રહેવાથી જ સિદ્ધિ નથી થતી, બલ્કે અસત્‌ની સત્તા ન રહેવાથી સિદ્ધિ થાય છે. સર્વથા રુચિ ન મટવા છતાં પણ ચુપ-સાધન થઈ શકે છે. ॥ ૫૭ ॥

**પ્રશ્ન—ચુપ-સાધનમાં બાધક શું છે?**

**ઉત્તર**—પદાર્થ અને ક્રિયાનું આકર્ષણ એટલે કે પદાર્થની આસક્તિ અને કરવાનો વેગ ચુપ-સાધનમાં બાધક છે. ॥ ૫૮ ॥

**પ્રશ્ન—ચુપ-સાધન અને સમાધિમાં શું ફેર છે?**

**ઉત્તર**—ચુપ-સાધન સમાધિથી શ્રેષ્ઠ છે; કેમ કે આનાથી સમાધિના કરતાં જલદી તત્ત્વપ્રાપ્તિ થાય છે. ચુપ-સાધન સ્વતઃ છે, કૃતિસાધ્ય નથી પણ સમાધિ કૃતિસાધ્ય છે. ચુપ થવામાં બધા એક

થઈ જઈએ છીએ, સમાધિમાં બધા એક નથી થતા. સમાધિમાં સમય જતાં આપમેળે વ્યુત્થાન થાય છે પણ ચુપ સાધનમાં વ્યુત્થાન નથી થતું. ચુપ-સાધનમાં વૃત્તિથી સંબંધ-વિચ્છેદ છે પણ સમાધિમાં વૃત્તિની મદદ છે. ॥ ૫૯ ॥

**પ્રશ્ન—ચુપ-સાધનમાં ચિંતનની ઉપેક્ષા કોણ કરે છે?**

**ઉત્તર**—ઉપેક્ષા સ્વયં કરે છે, જે કર્તા છે અર્થાત્ જેનામાં કર્તૃત્વ છે. સિદ્ધ થવાથી તે સ્વભાવ બની જાય છે, તેનું કર્તૃત્વ નથી રહેતું. ॥ ૬૦ ॥

**પ્રશ્ન—ઉપેક્ષા અથવા સાક્ષીનો ભાવ રહેશે તો બુદ્ધિમાં જ?**

**ઉત્તર**—ભાવ તો બુદ્ધિમાં રહેશે પણ તેનું પરિણામ સ્વયં (સ્વરૂપ)માં હશે; જેમ કે યુદ્ધ તો સેના કરે છે પણ વિજય રાજાનો થાય છે. ઉપેક્ષાથી, ઉદાસીનતાથી સ્વયંનો જડતાથી સંબંધ-વિચ્છેદ થઈ જાય છે. ॥ ૬૧ ॥

**પ્રશ્ન—જાગ્રત-સુષુપ્તિનાં કયાં લક્ષણો છે?**

**ઉત્તર**—જ્યારે ન તો સ્થૂળશરીરની ક્રિયા હોય, ન સૂક્ષ્મશરીરનું ચિંતન હોય અને ન કારણશરીરની 'નિદ્રા' તથા 'બેહોશી' હોય. ત્યારે જાગ્રત-સુષુપ્તિ હોય છે. જાગ્રત-સુષુપ્તિ તથા ચુપ-સાધન એક જ છે.

સમાધિમાં તો લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ—આ બધા ચાર દોષ (વિઘ્ન) રહે છે પણ જાગ્રત-સુષુપ્તિમાં આ બધા દોષ નથી રહેતા. ધ્યેય પરમાત્માનું હોવાથી જ્યારે સાધકની વૃત્તિઓ પરમાત્મામાં લાગી જાય છે, ત્યારે જાગ્રત-સુષુપ્તિ થાય છે. આમાં સુષુપ્તિની માફક બાહ્ય જ્ઞાન નથી રહેતું પણ ભીતરમાં જ્ઞાનનો વિશેષ પ્રકાશ (સ્વરૂપની જાગૃતિ) રહે છે. ॥ ૬૨ ॥

—■—

## જીવન્મુક્ત (તત્ત્વજ્ઞ)

**પ્રશ્ન—જ્ઞાની મહાપુરુષના દ્વારા જે ક્રિયાઓ થાય છે, તેમનો કર્તા કોઈ નથી હોતો, પછી (અહમ્‌ના વિના) તે ક્રિયાઓ કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—જીવન્મુક્તની ક્રિયાઓ અભિમાનશૂન્ય અહમ્‌થી થાય છે, જેને 'અહંવૃત્તિ' (વૃત્તિરૂપ સમષ્ટિ અહંકાર) પણ કહે છે. જ્યારે તેનું કહેવડાવવાવાળું શરીર નથી રહેતું, ત્યારે આ અભિમાનશૂન્ય અહમ્ પરમાત્મતત્ત્વમાં વિલીન થઈ જાય છે.

જ્યાં સુધી પ્રારબ્ધનો વેગ રહે છે, ત્યાં સુધી જીવનમુક્તના દ્વારા પોતાના તથા બીજાના પ્રારબ્ધ અનુસાર ક્રિયા થાય છે. પરંતુ તે ક્રિયા કર્તાના વિના થાય છે; જેમ કે રેલગાડી ચાલી રહી હોય અને ચાલક તેમાંથી બહાર કૂદી જાય તો ચાલકના વિના પણ તે ગાડી ચાલતી રહે છે અથવા માણસ ઠેલણ-ગાડીને ધક્કો દઈને પછી જાતે તેના પર ચઢી જાય છે તો ચાલકના વિના પણ ઠેલણ-ગાડી (જ્યાં સુધી વેગ છે, ત્યાં સુધી) ચાલી જાય છે.

મુક્ત પુરુષનો અગાઉ (સાધનાવસ્થામાં) જેવો સ્વભાવ, સંગ, ઘડતર, સાધના વગેરે રહે છે, તેના મુજબ તેના દ્વારા બધી ક્રિયાઓ થાય છે. અહંભાવ ન રહેવાથી તે ક્રિયાઓ ફળજનક નથી હોતી.

બીજી વ્યક્તિના સદ્‌ભાવ મુજબ જીવન્મુક્ત મહાપુરુષના દ્વારા વિશેષ ક્રિયા થઈ શકે છે, તેના ઉદ્ધારનો ભાવ પેદા થઈ શકે છે. તેથી તેમના પર સદ્‌ભાવ કરીને મનુષ્ય ઘણો વિશેષ લાભ લઈ શકે છે. ॥ ૬૩ ॥

**પ્રશ્ન—શું જ્ઞાની મહાપુરુષના દ્વારા વ્યવહારમાં ભૂલ થઈ શકે છે?**

**ઉત્તર**—હા, થઈ શકે છે, ત્યારે જ ઉપનિષદ્‌ના દીક્ષાંત ઉપદેશમાં આવ્યું છે—

**યાન્યસ્માકં સુચરિતાનિ તાનિ ત્વયોપાસ્યાનિ નો ઈતરાણિ ।**

(તૈત્તિરીય૦ ૧/૧૧)

'અમારાં જે જે ઉમદા આચરણ છે, તેમનું જ તારે સેવન કરવું જોઈએ, બીજાઓનું કદી નહિ.'

જો વ્યવહારમાં ભૂલ નથી થતી તો તેઓ આમ શા માટે કહેત? બીજી વાત, તેમનાં બધાં આચરણોને આપણો સમજી શકતા જ નથી કે કયા સમયે તેમણે શું કર્યું અને શા માટે કર્યું. પોતાની શ્રદ્ધા હોય તો તેમની ભૂલથી પણ લાભ જ થાય છે, નુકસાન નહિ. કારણ કે શ્રદ્ધાળુ માણસ પોતાની સમજની કમી સ્વીકારે છે કે આ બધા તો બરાબર કરે છે પણ હું સમજ્યો નથી. પોતાની કમી ન માનવાથી, પોતાની બુદ્ધિમાનીનું અભિમાન હોવાથી જ મનુષ્ય તત્ત્વજ્ઞ મહાપુરુષમાં દોષારોપણ કરે છે—**'નિજ અગ્યાન રામ પર ધરહીં'** (માનસ, ઉત્તર૦ ૭૩/૫) ॥ ૬૪ ॥

**પ્રશ્ન—શું જ્ઞાની મહાપુરુષના દ્વારા નિષિદ્ધ ક્રિયા પણ થઈ શકે છે?**

**ઉત્તર**—નિષિદ્ધ ક્રિયા કામનાથી થાય છે.[૧] જ્ઞાન થવાથી કામનાનો તદ્દન નાશ થઈ જાય છે—**'પરં દૃષ્ટ્વા નિવર્તતે'** (ગીતા ૨/૫૯). **'કામક્રોધવિયુક્તાનામ્'** (ગીતા ૫/૨૬). તેથી જ્ઞાનીના દ્વારા નિષિદ્ધ ક્રિયા થવી સંભવ જ નથી. પરંતુ મનને અનુકૂળ ન હોવાથી બીજાને જ્ઞાનીની કોઈ ક્રિયા નિષિદ્ધ દેખાઈ શકે છે. બીજાની કોઈ ક્રિયા આપણા મનને પ્રતિકૂળ હશે તો તે આપણને બૂરી લાગશે જ, ભલેને તે ક્રિયા હિતકારી કેમ ન હોય![૨] બીજાએ કઈ ક્રિયા કયા ભાવથી કરી, કઈ પરિસ્થિતિમાં કરી—આનો નિર્ણય કરવો અઘરો હોય છે.

ભગવાન અને મહાત્માના દ્વારા કદી કોઈનું અહિત નથી થતું—

---

૧. **કામ એષ ક્રોધ એષ રજોગુણસમુદ્ભવઃ ।**
**મહાશનો મહાપાપ્મા વિદ્ધ્યેનમિહ વૈરિણમ્ ॥** (ગીતા ૩/૩૭)

૨. **દ્વેષ્યો ન સાધુર્ભવતિ ન મેધાવી ન પણ્ડિતઃ ।**
**પ્રિયે શુભાનિ કાર્યાણિ દ્વેષ્યે પાપાનિ ચૈવ હ ॥** (મહાભારત, ઉદ્યોગ૦ ૩૯/૪)

'જેનાથી દ્વેષ થઈ જાય છે, તે ન તો સાધુ, ન વિદ્વાન અને ન બુદ્ધિમાન જ જણાય છે. પ્રિયનાં બધાં જ કર્મ શુભ માલૂમ પડે છે અને દ્વેષ્યનાં બધાં જ કર્મ પાપ.'

**હેતુ રહિત જગ જુગ ઉપકારી । તુમ્હ તુમ્હાર સેવક અસુરારી ॥**

(માનસ, ઉત્તર૦ ૪૭/૩)

નારદજીએ નળકૂબર તથા મણિગ્રીવને વૃક્ષ બનવાનો શાપ આપ્યો તો તે શાપ પણ ભગવાનની પ્રાપ્તિ કરાવનારો થઈ ગયો![1] ॥ ૬૫ ॥

**પ્રશ્ન—શું જીવન્મુક્ત મહાપુરુષ પર લોકસંગ્રહની જવાબદારી રહે છે?**

**ઉત્તર**—જીવન્મુક્ત, તત્ત્વજ્ઞ મહાપુરુષ પર લોકસંગ્રહની અથવા પ્રાણીમાત્રનું હિત કરવાની જવાબદારી નથી રહેતી. તેમનું પોતાનું કિંચિત્‌માત્ર પણ કોઈ પ્રયોજન નથી રહેતું—**'નૈવ તસ્ય કૃતેનાર્થો નાકૃતેનેહ કશ્ચન'** (ગીતા ૩/૧૮). તેમના પર કોઈનું પણ ઋણ નથી રહેતું. તેમને માટે કાંઈ પણ કરવું, જાણવું અને પામવું બાકી નથી રહેતું. પરંતુ સાધનાવસ્થામાં પ્રાણીમાત્રના હિતનો સ્વભાવ થવાથી સિદ્ધાવસ્થામાં પણ તેમનો તે સ્વભાવ ચાલુ રહે છે—**'સ્વભાવસ્તુ પ્રવર્તતે'** (ગીતા ૫/૧૪). તેથી તેઓ લોકસંગ્રહ કરતા નથી, બલ્કે તેમના દ્વારા આપમેળે લોકસંગ્રહ થાય છે. ॥ ૬૬ ॥

**પ્રશ્ન—જીવન્મુક્ત મહાપુરુષને શારીરિક પીડાનો અનુભવ થાય છે કે નહિ?**

**ઉત્તર**—તેને પીડાનું જ્ઞાન તો થાય છે, પણ દુઃખ નથી થતું. ॥ ૬૭ ॥

**પ્રશ્ન—જ્યારે તેનો શરીરની સાથે સંબંધ રહ્યો જ નથી તો પછી તેને શરીરની પીડાનું જ્ઞાન કેમ થાય છે?**

**ઉત્તર**—જીવન્મુક્ત થવાથી ચેતન સર્વવ્યાપી થાય છે, પ્રાણ સર્વવ્યાપી નથી થતા. તે શરીરથી નિરપેક્ષ થાય છે, શરીરથી

---

૧. સાધૂનાં સમચિત્તાનાં સુતરાં મત્કૃતાત્મનામ્ ।
દર્શનાન્નો ભવેદ્ બન્ધઃ પુંસોઽક્ષ્ણોઃ સવિતુર્યથા ॥ (શ્રીમદ્ભા૦ ૧૦/૧૦/૪૧)

'જેમની બુદ્ધિ સમદર્શિની છે અને હૃદયપૂર્ણરૂપે મારા પ્રતિ સમર્પિત છે, એવા સાધુપુરુષોનાં દર્શનથી બંધન થવું બરાબર તેવું જ સંભવ નથી, જેમ સૂર્યોદય થવાથી મનુષ્યની આંખોની સામે અંધકારનું હોવું.'

રહિત નથી થતો. તેનો શરીરની સાથે જ્ઞાનપૂર્વક સંબંધ હોય છે, અજ્ઞાનપૂર્વક નહિ. સાધનાવસ્થાથી જ તેનો શરીરની સાથે સંબંધ રહ્યો છે, એ કારણે તેને શરીરની પીડાનું જ્ઞાન તો થાય છે, પણ તેની અસર નથી પડતી એટલે કે દુ:ખરૂપ વિકાર નથી થતો. જેમ કે બચપણમાં કાચના ટુકડાઓની પણ અસર પડતી હતી. તેઓ ઘણા સારા દેખાતા હતા; પરંતુ હવે આપણને કાચના ટુકડાઓનું જ્ઞાન તો છે, પણ તેમની અસર નથી પડતી.

જો પીડાનું જ્ઞાન ન થાય તો જીવન્મુક્તિ સિદ્ધ થઈ શકતી જ નથી. જીવન્મુક્ત અર્થાત્ જીવન (શરીર)-ના રહેતાં મુક્ત થઈ ગયો—એમ કહેવાનો એ જ અર્થ છે કે શરીરની પીડા વગેરેની અસર (સુખ-દુ:ખ) નથી થતી. મુક્તિ સુખ-દુ:ખથી થાય છે. સુખ-દુ:ખ વિકાર છે, જ્ઞાન વિકાર નથી. જ્ઞાન તો થાય પણ વિકાર ન થાય—એ મહત્ત્વની વાત છે. જ્ઞાન ન થવું મહત્ત્વની વાત નથી. જ્ઞાન તો મૂર્ચ્છિત વ્યક્તિને પણ નથી થતું. જે સામાન્ય (બદ્ધ) મનુષ્ય છે, તેની વૃત્તિ જો બીજી જગાએ લાગી હોય તો તેને પણ પીડાનું જ્ઞાન નથી થતું. સતી થનારી સ્ત્રીને પણ પીડાનું જ્ઞાન નથી થતું. અત્યંત વીર પુરુષને પણ યુદ્ધમાં પીડાનું જ્ઞાન નથી થતું. તેથી પીડાનું જ્ઞાન ન થવું તત્ત્વજ્ઞાનનું અથવા પ્રેમનું લક્ષણ નથી. ॥ ૬૮ ॥

**પ્રશ્ન—જીવન્મુક્ત મહાપુરુષ જો વ્યવહારમાં ઉતરે તો શું અહંકાર અનિવાર્ય છે?**

**ઉત્તર**—નહિ. તેના દ્વારા અહંકારરહિત 'ક્રિયા' થાય છે, અહંકારયુક્ત 'કર્મ' નથી થતું—**'ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ તસ્મિન્દૃષ્ટે પરાવરે'** (મુણ્ડક૦ ૨/૨/૮) ॥ ૬૯ ॥

**પ્રશ્ન—જીવન્મુક્તના દ્વારા શૌચ-સ્નાન વગેરે વ્યવહાર કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—જેમ કુંભાર એક વાર ચાકડાને ચલાવીને છોડી દે છે, પછી ચાકડો આપમેળે ચાલતો રહે છે, એમ જ પૂર્વસંસ્કારોના

વેગથી જીવન્મુક્તનું શરીર ચાલતું રહે છે, તેનો વ્યવહાર થતો રહે છે. આશય એ છે કે તેના દ્વારા તેવો જ વ્યવહાર થાય છે, જેવો અગાઉ થતો હતો. પરંતુ જ્ઞાન થવાથી તેમાં નિર્લિપ્તતા આવે છે, બીજો કોઈ ફરક નથી પડતો. સામાન્ય લોકો જેમ સંસારને નિત્ય માનતા રહીને વ્યવહાર કરે છે, એમ જ તત્ત્વજ્ઞાનીના દ્વારા સંસારને અનિત્ય માનતા રહીને વ્યવહાર થાય છે. તેના અનુભવમાં અંતઃકરણ સહિત સકળ સંસારનો તદ્દન અભાવ હોય છે.

જીવન્મુક્તનો વ્યવહાર ત્રણ કારણોથી થાય છે—

૧. પ્રારબ્ધથી પ્રાપ્ત પરિસ્થિતિના અનુસાર.

૨. સ્વભાવના અનુસાર.[૧]

૩. સામે આવેલ વ્યક્તિ કે સમુદાયની ભાવના મુજબ.

યથાયોગ્ય વ્યવહાર થવા છતાં પણ જીવન્મુક્ત મહાપુરુષની અસંગતા જેમ છે તેમ રહે છે. તેમના દ્વારા થનારી ચેષ્ટાઓ રાગ-દ્વેષરહિત હોય છે. ॥ ૭૦ ॥

**પ્રશ્ન—જીવન્મુક્ત મહાપુરુષમાં હર્ષ-શોક થવો, રાજી-નારાજ થવું પણ જોવામાં આવે છે, આમાં શું કારણ છે?**

**ઉત્તર**—તે ફક્ત બીજાઓના હિતને માટે કરવામાં આવેલું નાટક છે. જેમ કે માતા-પિતા પોતાના બાળક પર ક્રોધ કરે છે તો માત્ર તેનું હિત કરવાને માટે કરે છે, અનિષ્ટ કરવાને માટે નહિ. પરંતુ જીવનમુક્તને એવું નાટક પણ કરવું નથી પડતું. બલ્કે તેના દ્વારા આપમેળે બીજાઓના હિતની ચેષ્ટા થાય છે. ॥ ૭૧ ॥

**પ્રશ્ન—શું મુક્ત થવાથી મહાપુરુષ પોતાના મતનું મંડન તથા બીજાના મતનું ખંડન કરે છે?**

---

૧. સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેર્જ્ઞાનવાનપિ ।
પ્રકૃતિં યાન્તિ ભૂતાનિ નિગ્રહઃ કિં કરિષ્યતિ ॥ (ગીતા ૩/૩૩)

'સઘળાં પ્રાણીઓ પ્રકૃતિને પામતા હોય છે. જ્ઞાની મહાપુરુષ પણ પોતાની પ્રકૃતિના અનુસાર ચેષ્ટા કરે છે. પછી આમાં કોઈની હઠ શું કરશે?'

**ઉત્તર**—હા, કરે છે; પરંતુ તેમની નીયત શુદ્ધ રહે છે. લોકો કુમાર્ગી ન થઈ જાય, તેમનો ઉદ્ધાર થઈ જાય, એના માટે તેઓ પોતે અનુભવેલા મત (સાધન-પ્રણાલી)નું જેમાં તેઓ નિઃસંદેહ છે, પ્રચાર કરે છે. તેઓ રાગપૂર્વક ખંડન-મંડન નથી કરતા. તેઓ સાધકોની શંકા મટાડવાને માટે ખંડન-મંડન કરે છે; કારણ કે સાધકમાં શંકા રહેશે તો તે એક સાધનમાં બરાબર રીતે લાગશે નહિ. ॥ ૭૨ ॥

**પ્રશ્ન—મુક્ત થવાથી પણ જે સૂક્ષ્મ અહમ્ રહે છે, તેનું સ્વરૂપ શું છે?**

**ઉત્તર**—એક આગ્રહ (રાગ) હોય છે અને એક પ્રેમ હોય છે. જો સાધન, સત્સંગ વગેરેમાં આગ્રહ હશે તો તેમાં (સાધન વગેરેમાં) મુશ્કેલી પડવાથી ક્રોધ આવશે અને પ્રેમ હશે તો તેમાં મુશ્કેલી પડવાથી રડવું આવશે—આ આગ્રહ અને પ્રેમની ઓળખાણ છે. બદ્ધ પુરુષમાં તો પોતાના મતનો આગ્રહ હોય છે, પણ મુક્ત પુરુષમાં પોતાના મતનો પ્રેમ હોય છે, કૃતજ્ઞતાનો ભાવ છે, તે જ સૂક્ષ્મ અહમ્ અથવા અહમ્‌નો સંસ્કાર છે. આ સૂક્ષ્મ અહમ્ કોઈ વિકાર પેદા કરનારું તો નથી હોતું પણ મતભેદ પેદા કરનારું હોય છે. જેમ કે બળેલા કાગળ પર અક્ષર દેખાય છે, એવી જ રીતે મુક્ત પુરુષમાં અભિમાનશૂન્ય અહમ્ દેખાય છે. આ સૂક્ષ્મ અહમ્‌ને કારણે જ મહાપુરુષોમાં દ્વૈત, અદ્વૈત, દ્વૈતાદ્વૈત વગેરે અનેક મતભેદ પેદા થયા છે. ॥ ૭૩ ॥

**પ્રશ્ન—આચાર્યોમાં રહેનારો મતભેદ શું તેમની મુક્તિમાં બાધક નથી થતો?**

**ઉત્તર**—આચાર્યોમાં રહેનારો મતભેદ મુક્તિમાં તો બાધક નથી થતો, પણ પરસ્પરમાં મિલન નથી થવા દેતો.

આચાર્યોમાં પોતાના મતના પાલનની વાત વિશેષ હોય છે, બીજાના ખંડનની વાત વિશેષ નથી હોતી, એટલા માટે તેમની મુક્તિમાં

તે મતભેદ બાધક નથી થતો. પરંતુ તેમના અનુયાયીઓમાં બીજાના ખંડનની વાત વિશેષ હોય છે, પોતાના મતના પાલનની વાત વિશેષ હોતી નથી, એટલા માટે તે મતભેદ તેમની મુક્તિમાં બાધક થાય છે. આચાર્યમાં બીજાના હિતનો ભાવ વિશેષ હોય છે. ॥ ૭૪ ॥

**પ્રશ્ન—મુક્ત થવાથી પણ જે સૂક્ષ્મ અહમ્ રહી જાય છે, તે શું ફરીથી પતન કરી શકે છે?**

**ઉત્તર**—સૂક્ષ્મ અહમ્ રહેવાથી તેમનો ફરીથી જન્મ તો થઈ શકે છે, પણ ફરીથી પતન (બંધન) નથી થઈ શકતું. જેમ કે જડભરતને અંતકાળે હરણનું ચિંતન થવાથી હરણનું શરીર મળ્યું તો પણ તેમનું પતન નથી થયું. હરણના જન્મમાં પણ સૂકાં પાંદડાં ખાઈને સંયમથી રહેતા હતા. શરીરનું મળવું (પુનર્જન્મ થવો) પતન નથી, બલ્કે ભીતરી સ્થિતિથી નીચે પડવું પતન છે. અંતકાળે કોઈ વિશેષ શ્રદ્ધાળુની તરફ વૃત્તિ જવાથી મુક્ત મહાપુરુષનો પણ પુનર્જન્મ થઈ શકે છે પણ પતન નથી થઈ શકતું. ॥ ૭૫ ॥

**પ્રશ્ન—મુક્તિના પછી રહેનારું આ સૂક્ષ્મ અહમ્ ક્યારે મટે છે?**

**ઉત્તર**—પરમપ્રેમ (પરાભક્તિ)-ની પ્રાપ્તિ થવાથી આ સૂક્ષ્મ અહમ્ તદ્દન દૂર થઈ જાય છે. એટલા માટે કહેવામાં આવ્યું છે—

**પ્રેમ ભગતિ જલ બિનુ રઘુરાઈ । અભિઅંતર મલ કબહુઁ ન જાઈ ॥**

(માનસ, ઉત્તર૦ ૪૯/૩) ॥ ૭૬ ॥

**પ્રશ્ન—ચૈતન્ય મહાપ્રભુ તો પ્રેમી ભક્ત હતા, પછી તેમનામાં મતભેદ (અચિંત્યભેદાભેદ) કેમ જોવામાં આવે છે?**

**ઉત્તર**—ચૈતન્ય મહાપ્રભુએ માત્ર એક જ મત 'પ્રેમ'—નો સ્વીકાર કર્યો અને તેમાં પણ માત્ર 'વિપ્રલંભ' (વિયોગ)-ને મુખ્યતા આપી. એ તેમનામાં મતભેદ હતો. વિયોગનો આગ્રહ હોવાથી તેમનામાં મતભેદ થઈ ગયો.

જેનામાં મતભેદ નથી હોતો તે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ ત્રણે યોગોની વાત કહે છે. તે પરમાત્માના સમગ્રરૂપને માને છે, જેની

અંતર્ગત સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર વગેરે બધાં રૂપ અને સખ્ય, વાત્સલ્ય, માધુર્ય વગેરે બધા ભાવ આવી જાય છે. ॥ ૭૭ ॥

**પ્રશ્ન—ભક્તોમાં પોતાના મતનો આગ્રહ પણ જોવામાં આવે છે; જેમ કે ઘંટાકર્ણ ભગવાન શંકરના સિવાય બીજું કોઈ નામ સાંભળવા જ ચાહતો ન હતો. આનું શું કારણ છે?**

**ઉત્તર**—હકીકતમાં ભક્તનો પોતાનો કોઈ આગ્રહ નથી હોતો, બલ્કે ભગવાનનો જ આગ્રહ હોય છે—

**અસ અભિમાન જાઇ જનિ ભોરે । મૈં સેવક રઘુપતિ પતિ મોરે ॥**

(માનસ, અરણ્ય૦ ૧૧/૧૧)

ભગવાનનો જ આશ્રય હોવાથી ભગવાન ભક્તના આગ્રહને દૂર કરી દે છે. ॥ ૭૮ ॥

**પ્રશ્ન—શું જીવનમુક્ત થયા પછી પણ અંતકાળના ચિંતન અનુસાર ગતિ થાય છે?**

**ઉત્તર**—નહિ. જ્યાં સુધી અહમ્ છે, ત્યાં જ સુધી અંતકાળના ચિંતન મુજબ ગતિ થાય છે. હા, મુક્ત થવાથી પણ જે સૂક્ષ્મ અહમ્ રહી જાય છે, તેનાથી અંતકાળના ચિંતન અનુસાર જન્મ તો થઈ શકે છે પણ પતન નથી થઈ શકતું. જેમ કે જડભરતને અંતકાળે હરણનું ચિંતન થવાથી હરણની યોનિમાં જવું પડ્યું. પરંતુ હરણનું શરીર મળવા છતાં પણ તેમનું પતન નથી થયું. જેમ નદીનો પ્રવાહ આપમેળે સમુદ્રની તરફ જાય છે, એમ જ ભગવાનની તરફ આપમેળે પ્રવાહ હોવાના કારણે હરણનું શરીર મળવા છતાં પણ તે પ્રવાહ ચાલુ રહ્યો. હકીકતમાં પશુ-પક્ષી વગેરેનું શરીર મળવું પતન નથી, બલ્કે આંતરિક સ્થિતિથી નીચે પડવું પતન છે. તેથી અંતકાળે વધારે શ્રદ્ધા-ભક્તિ રાખનારા કોઈ વિશેષ પ્રિયજનની તરફ વૃત્તિ જવાથી મહાત્માનો પણ પુનર્જન્મ થઈ શકે છે પણ પતન નથી થઈ શકતું. ॥ ૭૯ ॥

**પ્રશ્ન—શું તત્ત્વજ્ઞાનીને સંસાર સ્વપ્નની માફક મિથ્યા દેખાય છે?**

**ઉત્તર**—વિવેકી સાધકને સંસાર સ્વપ્નની માફક દેખાય છે. તત્ત્વજ્ઞાની દૃષ્ટિમાં તો સંસાર છે જ નહિ! તેની દૃષ્ટિમાં એક પરમાત્માના સિવાય કાંઈ નથી—**'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯) ॥ ૮૦ ॥

**પ્રશ્ન—શું મુક્ત પુરુષને 'હું સર્વગત છું' એવો અનુભવ થાય છે?**

**ઉત્તર**—હું સર્વગત (સર્વવ્યાપી) છું—એવો અનુભવ ઊંચા સાધકને થાય છે. મુક્ત થવાથી તો હુંપણું દૂર થઈ જાય છે અને એક સત્તાના સિવાય કાંઈ નથી રહેતું. કારણ કે જ્યારે 'સર્વ'ની સત્તા જ નથી તો પછી સર્વગતનો અનુભવ કેવી રીતે? ॥ ૮૧ ॥

**પ્રશ્ન—શું જીવન્મુક્ત, તત્ત્વજ્ઞાની મહાપુરુષ સર્વજ્ઞ હોય છે?**

**ઉત્તર**—જેઓ કરણસાપેક્ષ શૈલીથી (યોગાભ્યાસ) કરીને સિદ્ધ થયા છે, તેઓ સર્વજ્ઞ હોઈ શકે છે; કેમ કે તેઓ પ્રકૃતિનો સાથ લઈને ચાલ્યા છે. પરંતુ જેમણે કરણ-નિરપેક્ષ શૈલીથી (સંબંધ-વિચ્છેદપૂર્વક) સાધના કરી છે, તેઓ સર્વજ્ઞ નથી હોતા. તેઓ સર્વજ્ઞ હોવાને મહત્ત્વ જ નથી આપતા.

સ્વયંમાં 'સર્વ'ની અર્થાત્ પ્રકૃતિની સત્તા જ નથી. સર્વજ્ઞતા પ્રકૃતિમાં છે. મહાપુરુષની દૃષ્ટિમાં 'સર્વ' છે જ નહિ; કારણ કે તેમની દૃષ્ટિમાં એક પરમાત્મતત્ત્વના સિવાય અન્યની સત્તા જ નથી રહેતી. પ્રકૃતિમાં સ્થિત થવાથી જ તે સર્વજ્ઞ, ત્રિકાલજ્ઞ થાય છે.

મહાપુરુષ સર્વજ્ઞ તો નથી હોતા, પણ બીજી વ્યક્તિની પ્રબળ જિજ્ઞાસાના કારણે હૃદયમાં ભવિષ્યની કોઈ વાત આપમેળે પેદા થઈ શકે છે. ॥ ૮૨ ॥

**પ્રશ્ન—તત્ત્વજ્ઞ મહાત્માની દૃષ્ટિમાં સંસાર છે જ નહિ, છતાં લોકોને દુઃખી જોઈને તેમને દુઃખ કેમ થાય છે?**

**ઉત્તર**—દુઃખ નથી થતું, બલ્કે વ્યવહારમાત્ર થાય છે. લોકોની દૃષ્ટિથી તેમનામાં દુઃખ દેખાય છે, પણ હકીકતમાં તેમની ભીતર

દુઃખ નથી. પરંતુ વ્યવહારમાં તેમના દ્વારા બીજાઓનું દુઃખ દૂર કરવાની ચેષ્ટા તેવી જ થાય છે. આશય એ છે કે તેઓ દુઃખી નથી થતા, પરંતુ દુઃખ દૂર કરવાની ચેષ્ટા તેવી જ કરે છે, જેવી સામાન્ય માણસ કરે છે.

બીજાના સુખ-દુઃખથી સુખી-દુઃખી થવું ભોગ છે, યોગ નથી. મહાત્માઓમાં ભોગ નથી હોતો, બલ્કે યોગ હોય છે. તેઓ દર્પણની જેમ સુખ-દુઃખને પકડતા નથી. યોગમાં સ્વયં સુખી-દુઃખી નથી થતો, પણ ચેષ્ટા તેવી થાય છે. આ ચેષ્ટા કર્મયોગી અને ભક્તિયોગીમાં વિશેષ થાય છે. જ્ઞાનયોગી તટસ્થ રહે છે, તેનામાં સમતા (નિર્લિપ્તતા) રહે છે. ॥ ૮૩ ॥

**પ્રશ્ન—જીવન્મુક્ત થયા પછી પણ શું તેનો ધર્મી રહે છે? શું તે પોતાનું અલગ અસ્તિત્વ બનાવી રાખે છે?**

**ઉત્તર**—હા, અલગ અસ્તિત્વ રાખે છે. તેનામાં 'હું જીવન્મુક્ત થઈ ગયો, બીજા નથી થયા'—એ ભેદ રહે છે. જો તેની દૃષ્ટિમાં 'બધા જીવન્મુક્ત છે' એમ માનશે તોપણ 'બીજાઓને બંધનનો વહેમ છે, મારો વહેમ નથી.' એ ભેદ રહે જ છે. એટલા માટે ગીતાએ જીવન્મુક્તને માટે પણ **'સ સર્વવિદ્ભજતિ'** (૧૫/૧૯) પદોથી ભજન કરવાની વાત કહી છે.

જીવન્મુક્તિના પછી ઘણે દૂર સુધી ધર્મી રહે છે. પ્રેમની પ્રાપ્તિ થવાથી પછી ધર્મી નથી રહેતો. ધર્મી ન રહેવા છતાં પણ સ્વભાવ-ભેદ રહે જ છે—**'સદૃશં ચેષ્ટતે સ્વસ્યાઃ પ્રકૃતેર્જ્ઞાનવાનપિ'** (ગીતા ૩/૩૩). તલવારને પારસનો સ્પર્શ કરવામાં આવે તો તેના માર, ધાર અને આકાર નથી બદલાતા, બલ્કે ધાતુ બદલાય છે. એટલા માટે ભગવાને સિદ્ધ ભક્તોનાં લક્ષણોને પાંચ ભાગોમાં વિભક્ત કર્યાં છે (ગીતા ૧૨/૧૩-૧૪, ૧૫, ૧૬, ૧૭ અને ૧૮-૧૯). ભગવાને **'પ્રહ્લાદશ્ચાસ્મિ દૈત્યાનામ્'** (ગીતા ૧૦/૩૦) 'દૈત્યોમાં પ્રહ્લાદ હું છું'—આ પદોમાં વર્તમાનકાળનો પ્રયોગ કર્યો છે. આનાથી ભક્તોનું

અલગ અસ્તિત્વ સિદ્ધ થાય છે. **'સર્ગેડપિ નોપજાયન્તે પ્રલયે ન વ્યથન્તિ ચ'** (ગીતા ૧૪/૨) 'જ્ઞાની મહાપુરુષ મહાસર્ગમાં પણ પેદા નથી થતા અને મહાપ્રલયમાં પણ વ્યથિત નથી થતા' — આ પદોથી પણ જ્ઞાની મહાપુરુષોનું અલગ અસ્તિત્વ સિદ્ધ થાય છે.

તત્ત્વજ્ઞાન થવાથી પોતાની સત્તાનો નાશ નથી થતો, બલ્કે પોતાની પરિચ્છિન્નતાનો, જડ-ચેતનની ગ્રંથિનો નાશ થાય છે.

જેની અગાઉ પ્રાણીમાત્રના હિતમાં રતિ રહી છે, તેવા મુક્ત મહાપુરુષને ભગવાન કારક પુરુષના રૂપમાં મોકલે છે. આનાથી સિદ્ધ થયું કે મુક્ત થવાથી તેની અલગ સત્તા મટી નથી.

ભગવાનમાં લીન થવાનો અર્થ એ નથી કે ભક્તની સત્તા જ નથી રહી. એક મૂર્ખ માણસ વિદ્વાન બની જાય છે તો શું તેની સત્તા મટી જાય છે? ભગવાનમાં લીન થવાનો અર્થ છે—ભગવાનના રૂપમાં અવતાર લેવો. જેમ કે ભગવાન કચ્છપ, વરાહ વગેરે રૂપોમાં અવતાર લે છે તો તેમની સત્તા મટી જતી નથી. ભગવાનમાં લીન થવાથી જેવા હોય છે, તેવા હાલમાં પણ છે. ભગવાનમાં લીન થવું અથવા તેમના લોકમાં નિવાસ કરવો—બન્ને નિત્ય છે અને ભક્તના ભાવ અનુસાર થાય છે. વાસ્તવિક બાબતની જાણ અનુભવ થવાથી જ થાય છે. ॥ ૮૪ ॥

**પ્રશ્ન—કારક પુરુષ કોણ હોય છે?**

**ઉત્તર**—જે મુક્ત થઈ ગયા છે, ભગવાનને પ્રાપ્ત થઈ ગયા છે, તેવા જીવોમાંથી સ્વભાવના અનુસાર ભગવાન તેમને કારક પુરુષ, યમરાજ અથવા બ્રહ્મા બનાવે છે. 'કારક'નો અર્થ છે—કલ્યાણ કરનારો. જેમનો સ્વભાવ અગાઉ પ્રાણીમાત્રનું હિત કરવાનો રહ્યો છે, તેમને ભગવાન કારક પુરુષ બનાવીને પૃથ્વી પર મોકલે છે. કારક પુરુષનો જન્મ ભગવાનના અવતારની જેમ કર્મોને આધીન નથી હોતો, બલ્કે ભગવાનની ઇચ્છાને આધીન હોય છે. તેમનાં શરીરમાં કોઈ રોગ પણ નથી થતો. શ્રીવેદવ્યાસજી મહારાજ એવા જ કારક પુરુષ હતા. ॥ ૮૫ ॥

**પ્રશ્ન—શું જીવનમુક્ત મહાપુરુષના દ્વારા મૃત્યુથી બચવાની ચેષ્ટા થાય છે?**

**ઉત્તર**—જેવી બીજી વ્યક્તિને બચાવવાની ચેષ્ટા થાય છે, એવી જ રીતે તેમના દ્વારા પોતાને બચાવવાની ચેષ્ટા થાય છે પણ જીવી જાય કે મરી જાય—એમાં કોઈ ફરક નથી પડતો. કારણ કે તેમનામાં ન તો જીવવાની ઈચ્છા હોય છે અને ન મૃત્યુનો ભય હોય છે. તેમનાં દ્વારા વિના ઈચ્છા અને ભયના, સ્વતઃ સ્વાભાવિક ચેષ્ટા થાય છે, જેમ કે ઊંઘમાં મચ્છર કરડે તો હાથ આપમેળે ત્યાં જાય છે, ઠંડી લાગે તો હાથ આપમેળે કામળા પર પડે છે. ॥ ૮૬ ॥

**પ્રશ્ન—કોઈ વ્યક્તિ જીવન્મુક્ત મહાપુરુષનાં દર્શન કરી લે તો શું તેનું કલ્યાણ થઈ જશે?**

**ઉત્તર**—ભક્ત, જીવન્મુક્ત અથવા ભગવાનનાં દર્શનથી જ કલ્યાણ થઈ જાય—એ વાત ઠસતી નથી. દુર્યોધન ભગવાન કૃષ્ણને એક ચાલાક માણસ માનતો હતો તો તેને ચાલાક માણસનાં દર્શન થયાં, ભગવાનનાં દર્શન ક્યાં થયા! આશય એ છે કે કલ્યાણ થવામાં ભાવની મુખ્યતા છે. પોતાની ભાવના (શ્રદ્ધા-પ્રેમ) વિશેષ હોય તો કલ્યાણ થઈ શકે છે. ॥ ૮૭ ॥

**પ્રશ્ન—ભીષ્મ પિતામહ જીવન્મુક્ત હતા, છતાં દુર્યોધનનું અન્ન ખાવાથી તેમની બુદ્ધિ અશુદ્ધ કેવી રીતે થઈ ગઈ?**

**ઉત્તર**—મનુષ્ય જીવન્મુક્ત થાય છે તો તેનું શરીર સંસારથી અલગ નથી થતું, બલ્કે તે સ્વયં શરીરથી અલગ થઈ જાય છે. તેથી અશુદ્ધ અન્ન ખાવાથી જીવન્મુક્તની વૃત્તિઓ પણ અશુદ્ધ થઈ શકે છે, પણ તે વૃત્તિ તાત્કાલિક થાય છે, સ્થાયી નહિ.

ભીષ્મ પિતામહના જીવનથી એ શીખવાનું મળે છે કે માણસે દુષિત અન્ન નહિ લેવું જોઈએ. ॥ ૮૮ ॥

—■—

## તત્ત્વજ્ઞાન

**પ્રશ્ન—તત્ત્વજ્ઞાન થવાથી શામાં ફરક પડે છે!**

**ઉત્તર**—તત્ત્વજ્ઞાન થવાથી ન તો સ્વયં (આત્મા)-માં ફરક પડે છે અને ન અંતઃકરણ (મન-બુદ્ધિ)-માંય ફરક પડે છે, બલ્કે પોતાની માન્યતામાં ફરક પડે છે, જે બુદ્ધિમાં દેખાય છે.

બંધન અને મુક્તિ બન્ને કર્તામાં જ છે અર્થાત્ બંધન અને મુક્તિની માન્યતા સ્વયંમાં છે. સ્વયંમાં આ માન્યતાની સ્વીકૃતિ છે. ॥ ૮૯ ॥

**પ્રશ્ન—તત્ત્વજ્ઞાન અને તત્ત્વનિષ્ઠામાં શું ભેદ છે?**

**ઉત્તર**—તત્ત્વજ્ઞાન થયા પછી તત્ત્વનિષ્ઠા થવામાં સમય લાગે છે પણ મુક્તિમાં સંદેહ નથી રહેતો. તત્ત્વજ્ઞમાં થોડી કોમળતા રહે છે પણ તત્ત્વનિષ્ઠમાં સ્વતઃ સ્વાભાવિક દૃઢતા રહે છે. જેમ કે ઊંઘ ઉડવાથી થોડી વાર સુધી આંખોમાં ભારેપણું રહે છે, આંખોને પ્રકાશ સહન નથી થતો, એ જ પ્રમાણે તત્ત્વજ્ઞાન થવાથી અગાઉના થોડા સંસ્કાર રહે છે પણ તત્ત્વનિષ્ઠા થવાથી એ સંસ્કાર નથી રહેતા.

તત્ત્વજ્ઞનો વ્યવહાર પાણીમાં લીટીના જેવો અને તત્ત્વનિષ્ઠનો વ્યવહાર આકાશમાં લીટીના જેવો હોય છે. ગીતામાં **'બ્રહ્મવિદ્ બ્રહ્મણિ સ્થિતઃ'** (૫/૨૦) પદોમાં આવેલ **'બ્રહ્મવિદ્'** પદથી તત્ત્વજ્ઞાન થવાની અને **'બ્રહ્મણિ સ્થિતઃ'** પદોથી તત્ત્વનિષ્ઠા થવાની વાત આવી છે. ॥ ૯૦ ॥

**પ્રશ્ન—તત્ત્વબોધ થવાથી નિષ્ઠા આપમેળે થાય છે કે તેને માટે કાંઈક કરવું પડે છે?**

**ઉત્તર**—નિષ્ઠા આપમેળે થાય છે. પોતપોતાની પ્રકૃતિના અનુસાર તત્ત્વનિષ્ઠા થવામાં વત્તો-ઓછો સમય લાગે છે. જેમ કે શરીરની પ્રકૃતિ અલગ હોવાથી કોઈકને તાવ આવે છે તો ઘણું જલદી સારું થઈ જાય છે અને કોઈકને જલદી સારું નથી થતું. સાધક અસત્‌ને

જેટલી મહત્તા આપે છે, તેટલી જ વાર લાગે છે અને જેટલી બેપરવા કરે છે, તેટલી જ જલદી નિષ્ઠા થાય છે. ॥ ૯૧ ॥

**પ્રશ્ન—રાજા જનકને ઘોડાના પેંગડા પર પગ રાખતાં જ તત્ત્વજ્ઞાન થઈ ગયું તો આવી રીતે તત્કાળ તત્ત્વજ્ઞાન થવામાં શું કારણ છે?**

**ઉત્તર**—તીવ્ર જિજ્ઞાસા હોય, વર્તમાન સ્થિતિમાં સંતોષ ન હોય, પોતાનામાં કમીનો અનુભવ હોય તથા તે કમી સહ્ય ન હોય તો ઘણું જલદી કામ થાય છે. અત્યંત શ્રદ્ધા હોય તોપણ જલદી કામ થાય છે; જેમ કે સંત કહી દે કે અમુક પદાર્થ સોનાનો છે તો તે તેવો જ (સોનાનો) દેખાવા લાગી જાય. ॥ ૯૨ ॥

**પ્રશ્ન—શું તત્ત્વજ્ઞાન થવાથી સ્વયંની સઘળી શક્તિઓ પ્રકટ થઈ જાય છે?**

**ઉત્તર**—સ્વયંમાં અનંત શક્તિઓ છે. પરંતુ તત્ત્વજ્ઞાન થવાથી તે બધી શક્તિઓ પ્રકટ નથી થતી. તત્ત્વજ્ઞાની મહાપુરુષ 'યુઞ્જાન યોગી' હોય છે. તેથી તે જ્યાં વૃત્તિ લગાડે છે, તે જ શક્તિ પ્રકટ થાય છે. ॥ ૯૩ ॥

**પ્રશ્ન—સાત્ત્વિક જ્ઞાન અને તત્ત્વજ્ઞાનમાં શું ફેર છે?**

**ઉત્તર**—સાત્ત્વિક જ્ઞાનમાં સંગ છે—**'સુખસઙ્ગેન બધ્નાતિ જ્ઞાનસઙ્ગેન ચાનઘ'** (ગીતા ૧૪/૬) પણ તત્ત્વજ્ઞાન તદ્દન અસંગ છે. સાત્ત્વિક જ્ઞાનમાં દ્રષ્ટા (જોનારો) રહે છે, પરંતુ તત્ત્વજ્ઞાનમાં દૃષ્ટા નથી રહેતો. સાત્ત્વિક જ્ઞાનમાં 'હું જ્ઞાની છું'—આવી રીતે પોતાનામાં વિશેષતાનું ભાન હોય છે પણ તત્ત્વજ્ઞાનમાં (જ્ઞાની અર્થાત્ અહંભવ ન રહેવાથી) પોતાનામાં વિશેષતા નથી દેખાતી. ॥ ૯૪ ॥

**પ્રશ્ન—શું તપસ્યાથી બ્રહ્મજ્ઞાન થઈ શકે છે?**

**ઉત્તર**—તપસ્યાથી બ્રહ્મજ્ઞાન પરંપરાથી થઈ શકે છે, સાક્ષાત્ નહિ. વેદાંતમાં જ્ઞાનપ્રાપ્તિનાં આઠ અંતરંગ સાધન જણાવ્યાં છે—વિવેક, વૈરાગ્ય, શમાદિ ષટ્સંપત્તિ, મુમુક્ષુતા, શ્રવણ, મનન,

નિદિધ્યાસન અને તત્ત્વપદાર્થસંશોધન તપસ્યા જ્ઞાનપ્રાપ્તિનું અંતરંગ સાધન નથી, બલ્કે બહિરંગ સાધન છે.

ગીતામાં જ્ઞાનને પણ તપ માનવામાં આવ્યું છે—**'બહવો જ્ઞાન-તપસા પૂતા મદ્ભાવમાગતાઃ'** (૪/૧૦). શારીરિક તપ સાધનમાં સહાયક તો થઈ શકે છે પણ તેનાથી બ્રહ્મજ્ઞાન નથી થઈ શકતું. શારીરિક તપથી અભિમાન પણ પેદા થઈ શકે છે ॥ ૯૫ ॥

**પ્રશ્ન—જ્ઞાન તો અનંત છે, પછી 'તત્ત્વજ્ઞાન થવાથી જાણવાનું બાકી નથી રહેતું'—એ કહેવાનો શું આશય છે?**

**ઉત્તર**—ખરેખર તો જ્ઞાન અનંત છે. તેથી 'તત્ત્વજ્ઞાન થવાથી જાણવાનું બાકી નથી રહેતું'—એવું કહેવાનો આશય એ છે કે આપણી જિજ્ઞાસા પૂરી થઈ ગઈ. જેમ કે આપણે કહીએ છીએ કે મેં પાણી પી લીધું તો એનો અર્થ એ નથી કે સંસારમાં પાણી નથી રહ્યું. બલ્કે એ અર્થ છે કે આપણી તરસ છીપાઈ ગઈ. ॥ ૯૬ ॥

**પ્રશ્ન—શું તત્ત્વજ્ઞાન થયા પછી પણ જ્ઞાન વધતું રહે છે?**

**ઉત્તર**—તત્ત્વજ્ઞાન થવાથી બોધમાં તો કોઈ ફરક નથી પડતો પણ જ્યાં સુધી તત્ત્વજ્ઞ મહાપુરુષનું શરીર રહે છે, ત્યાં સુધી અગાઉના અભ્યાસ અથવા સ્વભાવના કારણે તેનો વિવેક (વ્યવહાર)માં વધતો રહે છે. વિવેક વધવાથી તેનું વિવેચન પણ સ્પષ્ટ તથા ઉત્તમ થાય છે અને તેનામાં નવાં નવાં દૃષ્ટાંત, યુક્તિઓ આવે છે. જેમ કે ગેસબત્તીનું મેંટલ સળગ્યા પછી વિશેષ પ્રકાશ આપે છે એ જ પ્રમાણે તત્ત્વબોધ થયા પછી પેલા મહાપુરુષનો વિવેક વિશેષ પ્રકાશિત થાય છે. એ વિશેષતા ચેતન (સ્વરૂપ)-માં નથી આવતી, બલ્કે જડ (વ્યવહાર)-માં આવે છે. કારણ કે તત્ત્વબોધ થવાથી જડ-ચેતનનો સર્વથા વિભાગ થઈ જાય છે અર્થાત્ જડ-ચેતનની ગ્રંથિ તૂટી જાય છે. ॥ ૯૭ ॥

—■—

# દાન

**પ્રશ્ન—શું મૃત્યુના પછી નેત્રદાન કરવું યોગ્ય છે?**

**ઉત્તર**—તદ્‌ન અયોગ્ય છે. જેમ કે સંપત્તિ આપવાનો અધિકાર વ્યસ્કને હોય છે, સગીરને નથી હોતો, એવી જ રીતે શરીરના કોઈ અંગનું દાન કરવાનો અધિકાર જીવન્મુક્ત મહાપુરુષને જ છે. જેણે પોતાની મુક્તિ (કલ્યાણ) કરી લીધી છે, પોતાનો મનુષ્યજન્મ સફળ બનાવી લીધો છે, તે વયસ્ક છે, બાકી બધા સગીર છે. જીવન્મુક્ત મહાપુરુષ પણ શરીરના રહેતાં જ નેત્રદાન કરી શકે છે. શરીર છૂટ્યા પછી નહિ.

શબની સાથે છેડછાડ નહિ કરવી જોઈએ. શબનું કોઈ અંગ કાપવાથી આગળના જન્મમાં તે અંગ નથી મળતું. અંગ મળે પણ છે તો તેમાં કમી અથવા ચિહ્‌ન રહે છે. કેટલીક વ્યક્તિઓમાં પૂર્વજન્મનું ચિહ્‌ન આ જન્મમાં પણ જોવામાં આવ્યું છે. બાળકના મરવાથી માતાઓ તેના કોઈ અંગ પર લસણ લગાડી દે છે તો તે ચિહ્‌ન આગળના જન્મમાં પણ રહે છે. ॥ ૯૮ ॥

**પ્રશ્ન—દાન પોતાની વસ્તુનું જ થાય છે—'સ્વસ્વત્વપરિત્યાગપૂર્વક પરસત્ત્વોત્પાદનમ્ દાનમ્', પછી કર્મયોગી કોઈ પણ વસ્તુને પોતાની ન માનીને બીજાઓની સેવા કરે છે—એ વાત કેવી રીતે?**

**ઉત્તર**—વસ્તુ પોતાની માનવાથી કામના થાય છે. તેની વસ્તુ તેને આપી દીધી તો પછી કામના કેવી રીતે? કામના કરવી બેઈમાની છે. ખરેખરમાં તો પોતાનું કાંઈ નથી. જે પણ વસ્તુ આપણી પાસે છે, તે મળેલી છે અને વિખૂટી પડનારી છે. તેથી જે મળ્યું છે, તે બીજાઓની સેવાને માટે જ છે.

જે વસ્તુ વાસ્તવમાં પોતાની છે, તેનો ત્યાગ કદી થતો જ નથી. શું સ્વરૂપનો ત્યાગ થઈ શકે છે? શું સૂર્ય પોતાનાં કિરણોનો

ત્યાગ કરી શકે છે? નથી કરી શકતો. ત્યાગ તેનો થાય છે, જે પોતાનું નથી પણ ભૂલથી પોતાનું માની લીધું છે. જેથી પોતાની માનીને વસ્તુ આપવી રાજસ-તામસ ત્યાગ છે, જેથી મુક્તિ નથી થતી. ॥ ૯૯ ॥

**પ્રશ્ન—પતિ દાન કરવા માટે મનાઈ કરે છે તો શું પત્ની છુપાવીને દાન કરી શકે છે?**

**ઉત્તર**—દાન કરવું દોષ નથી પણ છુપાવીને દાન કરવું દોષ છે. સ્ત્રીને માટે જરૂરી છે કે તે પતિ પાસેથી માસિક રકમ લઈ લે અને તેમાંથી એટલે કે પોતાના હકના રૂપિયામાંથી દાન કરે. પોતાના ભાગની વસ્તુમાં તો તેનો અધિકાર છે જ.

પતિ વગેરેથી છુપાવીને દાન કરવું 'ગુપ્તદાન' નથી, બલ્કે ચોરી છે. ગુપ્ત દાન તે છે, જેમાં લેનારને ખબર જ ન પડે કે કોણે દીધું. ॥ ૧૦૦ ॥

**પ્રશ્ન—કેટલાક લોકો પોતાના ઘરનાં બાળ-બચ્ચાંઓને, પત્નીને વસ્તુ ન આપીને બીજાઓને આપે છે, તેમની સેવા કરે છે—એ ઉચિત છે શું?**

**ઉત્તર**—આવા લોકો વાસ્તવમાં પોતાનું કલ્યાણ નથી ચાહતા, બલ્કે માન-મોટાઈ ચાહે છે. વસ્તુઓ પર પોતાના કુટુંબીઓનો પહેલો હક છે. જે આપણાથી જેટલો નજીક હોય છે, તેટલો જ તેનો વધારે હક હોય છે, તેટલો જ તે સેવાનો હકદાર હોય છે. કુટુંબીઓનું આપણા પર ઋણ છે. ઋણ પહેલાં ઉતારવું જોઈએ, દાન-પુણ્ય પછી કરવાં જોઈએ. ॥ ૧૦૧ ॥

**પ્રશ્ન—પોતાના પર દેવું હોય તો શું દાન-પુણ્ય કરી શકે છે?**

**ઉત્તર**—દેવાદાર વ્યક્તિને દાન-પુણ્ય કરવાનો અધિકાર નથી. એટલા માટે પહેલાં દેવું ચુકવવું જોઈએ. હા, જો દાન-પુણ્ય કરવું જ હોય તો પોતાના ભોજન-કપડાંનાં ખર્ચમાંથી કાઢીને કરવું

જોઈએ. ॥ ૧૦૨ ॥

**પ્રશ્ન—મૃતાત્માને નિમિત્તે બ્રાહ્મણને શય્યા, વસ્ત્ર વગેરેનું દાન કરીએ છીએ તો બ્રાહ્મણ તેને વેચી દે છે અને રૂપિયા એકઠા કરી લે છે, આ યોગ્ય છે શું?**

**ઉત્તર**—બ્રાહ્મણને દાનમાં મળેલી વસ્તુ વેચવી નહિ જોઈએ, બલ્કે તેને પોતાના કામમાં લેવી જોઈએ. જો તે પેલી વસ્તુને વેચે છે તો તેને પાપ લાગે છે અને જે તેને ખરીદે છે, તે પેલા મૃતાત્માનો કરજદાર બને છે.

જો વિધિકર્તા બ્રાહ્મણને શય્યા વગેરે વસ્તુઓની જરૂરિયાત ન હોય તો યજમાનને માટે જરૂરી છે કે તે પેલા બ્રાહ્મણ પાસે વિધિ (સંકલ્પ) કરાવી લે અને પેલી વસ્તુઓને બીજા ગરીબ, અભાવગ્રસ્ત બ્રાહ્મણને આપી દે. જો વિધિકર્તા બ્રાહ્મણ આમ કરવામાં રાજી ન હોય તો તેને વસ્તુ આપી દઈએ, પછી પેલી વસ્તુઓને પૈસા આપીને પાછા ખરીદી લઈએ અને તેમને બીજા ગરીબ બ્રાહ્મણને આપી દઈએ. આમ કરવાથી વિધિકર્તા બ્રાહ્મણને તો રૂપિયા મળી જશે અને ગરીબ બ્રાહ્મણને વસ્તુઓ મળી જશે. આશય એ છે કે વસ્તુઓ તેવા બ્રાહ્મણને આપવી જોઈએ, જે તેમને પોતાના કામમાં લે. ॥ ૧૦૩ ॥

**પ્રશ્ન—પૈસા આપીને વસ્તુ ખરીદવાથી તો દોષ નથી લાગતો, પછી બ્રાહ્મણ પાસેથી શય્યા વગેરે ખરીદનારો દોષિત (મૃતાત્માનો કરજદાર) કેમ થાય છે?**

**ઉત્તર**—તે સસ્તામાં વસ્તુઓ ખરીદે છે, એટલા માટે તેને દોષ લાગે છે. જો સવાયું-દોઢું વધારે મૂલ્ય આપીને ખરીદે તો દોષ નહિ લાગશે. ॥ ૧૦૪ ॥

—■—

## દોષ (કામ-ક્રોધાદિ)

**પ્રશ્ન—જેમ પીગળેલા મીણમાં જે રંગ નાખવામાં આવે, તે જ તેમાં બેસી જાય છે, એમ જ પીગળેલા ચિત્તમાં જે કામાદિ દોષ બેસી ગયા છે, તેમને કેવી રીતે કાઢવા?**

**ઉત્તર**—પીગળેલા ચિત્તમાં કાળા શ્યામસુંદરને બેસાડી દેવા. કાળા રંગમાં બધા રંગ સમાઈ જાય છે. ॥ ૧૦૫ ॥

**પ્રશ્ન—દોષ આવવા-જવાવાળા છે પણ દેખાય એવું છે કે દોષ ક્યાંયથી આવતા નથી, બલ્કે પોતાની ભીતર જ રહે છે અને સમય પર જાગ્રત થઈ જાય છે?**

**ઉત્તર**—દોષ અંતઃકરણમાં આદતરૂપે, સંસ્કારરૂપે રહે છે અને અંતઃકરણમાં જ જાગ્રત થાય છે. પરંતુ અંતઃકરણની સાથે તાદાત્મ્ય હોવાથી પેલા દોષોને આપણે પોતાનામાં માની લઈએ છીએ. તેથી સાધકમાં એ સાવધાની રહેવી જોઈએ કે તે દોષોને પોતાનામાં ન માને. કારણ કે વાસ્તવમાં દોષ પોતાનામાં હોતા નથી. સ્વરૂપ નિર્દોષ છે. ॥ ૧૦૬ ॥

**પ્રશ્ન—એક વાત કહેવામાં આવે છે કે સ્વરૂપ નિર્દોષ છે અને એક વાત કહેવામાં આવે છે કે 'મો સમ કૌન કુટિલ ખલ કામી'—બન્નેમાં કઈ વાત બરાબર છે?**

**ઉત્તર**—બન્નેય વાતો બરાબર છે; કેમ કે બન્નેનું પરિણામ એક જ છે અને તે છે—નિર્દોષ થવું. પહેલી વાત જ્ઞાનની દૃષ્ટિથી કહેવામાં આવી છે અને બીજી વાત ભક્તિની દૃષ્ટિથી. પોતાના સ્વરૂપને જોઈશું તો તે નિર્દોષ છે. ભક્ત ભગવાનની સામે પોતાના દોષોને કહે છે તો તેનો ઉદ્દેશ્ય દોષોને રાખવાનો નથી, બલ્કે દૂર કરવાના છે. ભગવાનની સામે કોઈ દોષ ટકી શકે છે શું?

**'મો સમ કૌન કુટિલ ખલ કામી'**—એમ કહેવાનું પોતાનામાં દોષોની સ્થાપના કરવાનું નથી. બલ્કે પોતાના દોષોને ભગવાનની સામે રાખવાના છે, તેમને આગમાં નાંખીને ભસ્મ કરવાના છે.

જે સાધક હોય છે, તેને પોતાનામાં થોડો પણ દોષ ઘણો મોટો દેખાય છે. તે ચક્ષુગોલકના જેવો હોય છે—**'અક્ષિપાત્રકલ્પં યોગિનમ્'** (યોગદર્શન ૨/૧૬નો વ્યાસભાષ્ય). જેમ કે પીઠ પર તણખલું પડ્યું હોય તો કોઈ પીડા નથી થતી પણ આંખમાં પડેલ નાનામાં નાનું તણખલું પણ પીડા આપે છે. ॥ ૧૦૭ ॥

**પ્રશ્ન—તદ્દન નિર્દોષ જીવન કેવી રીતે મળશે?**

**ઉત્તર**—તદ્દન નિર્દોષ જીવન મળશે નિર્મમ-નિરહંકાર થવાથી ! કારણ કે અહંતા-મમતા જ સઘળા દોષોનું ઘર છે. ॥ ૧૦૮ ॥

**પ્રશ્ન—જે વસ્તુઓ વિજાતીય છે, તેમનામાં મમતા, કામના, આસક્તિ કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—વિજાતીય શરીરને પોતાનું સ્વરૂપ ('હું') માનીને આપણે સજાતીય થઈ ગયા, એટલા માટે મમતા, કામના, આસક્તિ થાય છે. ॥ ૧૦૯ ॥

**પ્રશ્ન—ક્રોધ આવવાથી શું કરવું જોઈએ?**

**ઉત્તર**—ચુપ થઈ જવું જોઈએ. બોલવાથી ક્રોધ વધે છે, ચુપ થવાથી ક્રોધ શાંત થાય છે. જો બોલ્યા વિના ન રહી શકાય તો મોંમાં ઠંડુ પાણી ભરી લેવું અને થોડી વાર સુધી મોંમાં જ રાખીને ધીરે ધીરે પી જવું. જળથી ક્રોધરૂપી અગ્નિ શાંત થાય છે.

મૂળમાં ક્રોધ અહંકાર અને કામનાથી પેદા થાય છે—**'કામાત્ક્રોધોઙભિજાયતે'** (ગીતા ૨/૬૨). જ્યારે અભિમાનરૂપી ફોડલામાં ઠેસ લાગે છે અથવા મનના વિરુદ્ધ કોઈ વાત થાય છે, ત્યારે ક્રોધ આવે છે. એટલા માટે અહંકાર અને કામનાનો ત્યાગ કરવો જોઈએ.

શરીર સંસારનું છે અને હું ભગવાનનો છું. હું શરીરથી તદ્દન અલગ છું. આવી રીતે વિવેકની પ્રધાનતા થવાથી ક્રોધ નથી આવતો.

વડીલો પર ક્રોધ આવે તો તેમનાં ચરણોમાં પડી જવું કે મને ક્રોધ આવી ગયો.

સત્સંગ કરવાથી સ્વભાવ સુધરે છે અને કામ-ક્રોધાદિ દોષ ઓછા થાય છે. ॥ ૧૧૦ ॥

**પ્રશ્ન—કામવૃત્તિનો નાશ કેવી રીતે થાય?**

**ઉત્તર**—શરીરની સાથે પોતાનો સંબંધ માનવાથી જ કામવૃત્તિ પેદા થાય છે. આપણું સ્વરૂપ સત્તામાત્ર છે. સત્તામાત્રની તરફ વૃત્તિ રહેવાથી કામવૃત્તિનો નાશ થઈ જાય છે. કારણ કે સત્તામાં વિકાર નથી અને વિકારમાં સત્તા નથી.

વિચાર કરવાથી અથવા ભગવાનને પ્રાર્થના કરવાથી પણ 'કામ'થી બચી જઈ શકાય છે. દૃઢ નિશ્ચયથી પણ 'કામ' દૂર થઈ જાય છે, જેમ કે અગાઉના જમાનામાં રાજા લોકો જ નહિ, ડાકુ પણ સ્ત્રીઓ સાથે દુર્વ્યવહાર નહિ કરતા હતા તો એ તેમનો દૃઢ નિશ્ચય હતો.

'કામ' નીરસતાથી પેદા થાય છે. જેમ કે કૂતરાને માંસ નથી મળતું તો તે સૂકું હાડકું જ ચાવે છે, જેથી તેના મોંમાંથી લોહી નીકળે છે અને તે તેનાથી રાજી થઈ જાય છે! એમ જ નીરસતામાં મનુષ્ય જુએ છે કે કોઈ પણ ભોગ મળી જાય તો થોડું સુખ લઈ લેવું! જો ભગવાનમાં પ્રિયતા થઈ જાય તો નીરસતા દૂર થઈ જશે અને નીરસતા દૂર થવાથી 'કામ' પણ નહિ રહેશે. ॥ ૧૧૧ ॥

**પ્રશ્ન—સર્વ કાંઈ ભગવાન જ છે; તેથી 'કામ' પણ ભગવાનનું સ્વરૂપ થયું. પછી તેનો નિષેધ શા માટે?**

**ઉત્તર**—મૃત્યુ પણ ભગવાનનું સ્વરૂપ છે—**'મૃત્યુઃ સર્વહરશ્ચાહમ્'** (ગીતા ૧૦/૩૪) તો શું કોઈ જાણી સમજીને મરવાનું ચાહશે? નરક પણ ભગવાનનું સ્વરૂપ છે તો શું કોઈ નરકોમાં જવા ચાહશે? પરંતુ મનુષ્યનો ઉદ્દેશ્ય સદા પોતાના કલ્યાણનો, આનંદનો જ હોય છે, દુઃખનો નહિ. તેથી નિષિદ્ધ ક્રિયા કદી નહિ કરવી જોઈએ. ॥ ૧૧૨ ॥

**પ્રશ્ન—મમતા દૂર કરવાનો ઉપાય શું છે?**

**ઉત્તર**—મમતા દૂર કરવાને માટે કોઈ શ્રમસાધ્ય સાધનની આવશ્યકતા નથી, બલ્કે વિચારની આવશ્યકતા છે. મળતી અને વિખૂટી પડનારી વસ્તુઓ પોતાની નથી હોતી—એ વિચારવું જોઈએ. ॥ ૧૧૩ ॥

**પ્રશ્ન—કોઈમાં બૂરાઈ દેખાય તો શું કરવું જોઈએ? તેનો સુધારો કરવો, ઉપેક્ષા કરવી કે પ્રભુની લીલા માનવી?**

**ઉત્તર**—તેને સુધારવાનો પ્રયત્ન કરવો અને જો તે ન માને તો પ્રભુની લીલા માનીને ઉપેક્ષા કરી દેવી. ॥ ૧૧૪ ॥

**પ્રશ્ન—કોઈ પણ વ્યક્તિ બૂરી નથી, કેવી રીતે?**

**ઉત્તર**—સઘળા જીવ પરમાત્માના અંશ છે—**'મમૈવાંશો જીવલોકે'** (ગીતા ૧૫/૭) અને પરમાત્માનો અંશ કદી પણ બૂરો નથી હોતો. બૂરાઈ તો આગંતૂક છે એટલે કે સંસારના સંબંધથી આવી છે, મૂળમાં છે નહિ. બૂરાઈની સ્વતંત્ર સત્તા જ નથી, બલ્કે ભલાઈની કમીનું નામ જ બૂરાઈ છે. ॥ ૧૧૫ ॥

**પ્રશ્ન—જો કોઈની પણ બૂરાઈ જોવી દોષ છે તો પછી બૂરાઈ જોયા વિના ગુરુ શિષ્યનો, પિતા પુત્રનો સુધારો કેવી રીતે કરશે?**

**ઉત્તર**—બીજાને નિર્દોષ બનાવવાની દાનતથી બૂરાઈ જોવી દોષ નથી. દોષ છે—બૂરાઈને જોઈને રાજી થવું. ગુરુ શિષ્યની અને પિતા પુત્રની બૂરાઈ જોઈને રાજી નથી થતા, બલ્કે દુઃખી થાય છે અને તેને નિર્દોષ જોવા ચાહે છે. ॥ ૧૧૬ ॥



## ધર્મ

**પ્રશ્ન—ધર્મનું મૂળ શું છે?**

**ઉત્તર**—સ્વાર્થનો ત્યાગ અને બીજાઓનું હિત. ॥ ૧૧૭ ॥

**પ્રશ્ન—ધર્મનો પ્રચાર કેવી રીતે કરવો?**

**ઉત્તર**—ધર્મના અનુસાર પોતે ચાલવું—આના સમાન ધર્મનો પ્રચાર કોઈ નથી ॥ ૧૧૮ ॥

**પ્રશ્ન—વિજય ધર્મનો જ થાય છે, પરંતુ આજકાલ ક્યાંક ક્યાંક અધર્મનો વિજય અને ધર્મની હાર થતી કેમ દેખાય છે?**

**ઉત્તર**—જ્યારે મનુષ્ય સુખાસક્તિને કારણે અસત્‌ને મહત્ત્વ આપે છે, ત્યારે હાર થાય છે. વાસ્તવમાં હાર થતી નથી પણ દેખાય એવું છે કે હાર થઈ ગઈ! ॥ ૧૧૯ ॥



## નામજપ

**પ્રશ્ન—પાપ તો ઘણાં જૂનાં છે અને નામજપ હમણાં કરીએ છીએ. નવા નામજપથી જૂનાં પાપ કેવી રીતે કપાય છે?**

**ઉત્તર**—આમાં એ બળાબળ નથી જોવામાં આવતું કે નવું છે કે જૂનું, ઓછું છે કે વધારે. નવું જૂનાને માટે જ હોય છે. ગુફામાં સેંકડો વર્ષોનું અંધારું પ્રકાશ કરતાં જ તરત દૂર થઈ જાય છે. મણભર રૂ એક દિવાસળીથી બળી જાય છે. જે વસ્તુનો આજ સુધી પરિચય (જ્ઞાન) નથી થયો, તેની સાથે તરત પરિચય થઈ જાય છે. ॥ ૧૨૦ ॥

**પ્રશ્ન—શું ચોવીસ કલાક સતત નામજપ કરવાથી ભગવાનનાં દર્શન થઈ શકે છે?**

**ઉત્તર**—નામ-જપ કરતાં કરતાં દર્શનની લગની લાગી જાય તો દર્શન થઈ શકે છે. વાસ્તવમાં લગનીથી દર્શન થાય છે, ક્રિયાથી નહિ. લગની થાય છે સંસારથી વિમુખ થવાથી. ॥ ૧૨૧ ॥

**પ્રશ્ન—કેટલા જપ કરવાથી ભગવાનનાં દર્શન થઈ જાય છે?**

**ઉત્તર**—'કલિસંતરણોપનિષદ્'માં આવ્યું છે કે 'હરેરામ૦ ના સાડા ત્રણ કરોડ જપ કરવાથી ભગવાનનાં દર્શન થઈ જાય છે. પરંતુ એ નિયમ નથી. સાડા ત્રણ કરોડથી પણ વધારે જપ કરનારા અમને મળ્યા છે, પરંતુ તેમને ભગવાનનાં દર્શન નથી થયાં. કારણ એ છે કે ભગવાનનાં દર્શન થવામાં ક્રિયાની પ્રધાનતા નથી, બલ્કે ભાવની, પ્રેમની, લગનીની પ્રધાનતા છે. તેથી પ્રેમ ઓછો હોય તો સાડા ત્રણ કરોડ જપ કરવાથી પણ દર્શન નથી થતા અને પ્રેમ વધારે હોય તો આનાથી ઓછા જપ કરવાથી પણ દર્શન થઈ જાય છે. સંખ્યા એટલા માટે જણાવવામાં આવે છે કે આળસ-પ્રમાદ ન થાય.

જો ઉદ્દેશ્ય તીવ્ર હોય અને પોતાના બળનો સહારો ન હોય તો એક નામથી જ ભગવત્પ્રાપ્તિ થઈ શકે છે—**'નિરબલ હ્વૈ બલરામ પુકાર્‌યો આયે આધે નામ'**. સંખ્યા (ક્રિયા)-ની તરફ વૃત્તિ રહેવાથી નિર્જીવ-(નિષ્પ્રાણ) જપ થાય છે અને ભગવાનની તરફ વૃત્તિ રહેવાથી

સજીવ (સપ્રાણ) જપ થાય છે. તેથી નામીમાં પ્રેમ થવો જોઈએ. ॥ ૧૨૨ ॥

**પ્રશ્ન—ભગવાનનાં નામ અનંત છે તો શું અંત સમયે કોઈ પણ નામથી કલ્યાણ થઈ જશે?**

**ઉત્તર**—વૃત્તિ ભગવાનમાં થશે તો કલ્યાણ થશે. એ નામ ભગવાનનું છે—એવી વૃત્તિ થવી જોઈએ. નામમાં પણ કલ્યાણ કરવાની શક્તિ છે પણ તેમાં આપણી વૃત્તિ કારણ છે; જેમ કે ઠંડી લાગવાથી ગરમ કપડાં ઓઢીએ છીએ તો આપણા શરીરની ગરમી જ કપડામાં આવે છે અને આપણી ઠંડી દૂર કરે છે. અંતકાળે ભગવન્નામ એટલા માટે સંભળાવે છે કે તેમાં ભગવાનમાં વૃત્તિ કરાવવાની શક્તિ છે. ॥ ૧૨૩ ॥

**પ્રશ્ન—મરનારો તો સંસારનું ચિંતન કરી રહ્યો છે પણ બીજી વ્યક્તિ તેને ભગવાનનું નામ સંભળાવી રહી છે તો શું તેનું કલ્યાણ થઈ જશે?**

**ઉત્તર**—ભગવાને મનુષ્યને અંતકાળે ખાસ છૂટ આપી છે. તેથી ભગવન્‌નામ સંભળાવવાથી ત્યાં યમદૂત નહિ આવશે. બીજી વાત, નામ સંભળાવનારનો ઉદ્દેશ્ય કલ્યાણ કરવાનો છે તો નામ સંભળાવવાથી તેનું કલ્યાણ થઈ જશે. ત્રીજી વાત, નામ સાંભળવાથી મરનાર વ્યક્તિને અંતકાળે ભગવાનની યાદ આવી જશે તો તેનું કલ્યાણ થઈ જશે. ॥ ૧૨૪ ॥

**પ્રશ્ન—કોઈ ભગવન્‌નામ ન સંભળાવીને કીર્તનની ટેપ ચાલુ કરી દે તો?**

**ઉત્તર**—તેમાં પણ ટેપ સંભળાવનારનો ઉદ્દેશ્ય કામ કરશે. ॥ ૧૨૫ ॥

**પ્રશ્ન—કોઈ ભગવન્નામ ન સંભળાવીને મનથી નામજપ કરે તો?**

**ઉત્તર**—તેનો ઉદ્દેશ્ય કામ કરશે. ॥ ૧૨૬ ॥

—■—

## પરહિત

**પ્રશ્ન—પરહિતનો ભાવ થવામાં વિઘ્ન શું છે?**

**ઉત્તર**—વ્યક્તિગત સ્વાર્થ જ બાધક છે. વાસ્તવમાં વ્યક્તિગત સ્વાર્થનો ભાવ રાખવાથી સ્વાર્થ સિદ્ધ નથી થતો, પરંતુ બધાના હિતનો ભાવ રાખવાથી (વ્યક્તિગત સ્વાર્થ છોડવાથી) વ્યક્તિગત સ્વાર્થ પણ સિદ્ધ થઈ જાય છે. બધાના હિતનો ભાવ રાખનારાની સેવા પશુ પણ કરે છે. ॥ ૧૨૭ ॥

**પ્રશ્ન—ભજન, ધ્યાન વગેરે સાધન સૌના હિતને માટે કરવાં જોઈએ—એ વાત જો સાચી છે તો એ માનવું પડશે કે હજુ સુધી કોઈનું સાધન સિદ્ધ નથી થયું; કેમ કે હજુ સુધી સૌનું હિત નથી થયું?**

**ઉત્તર**—આમાં બધાના હિતનો આશય નથી, બલ્કે પોતાના સ્વાર્થના ત્યાગનો આશય છે. સૌના હિતની વાત તો દૂર રહી, એક વ્યક્તિ બીજી વ્યક્તિનું પણ હિત (કલ્યાણ) નથી કરી શકતી પણ પોતાના સ્વાર્થના ત્યાગ કરી શકે છે. બધાના હિતનો ભાવ સાધન છે, સાધ્ય નથી. ॥ ૧૨૮ ॥

**પ્રશ્ન—પોતાનું હિત ન વિચારીને બીજાનું હિત શા માટે વિચારવું?**

**ઉત્તર**—અમારું હિત થાય—એ સ્વાર્થવૃત્તિ જ આપણા હિતમાં બાધક છે. જેટલું બીજાના હિતને માટે કરીશું, તેટલો જ પોતાનો સ્વાર્થ દૂર થશે. જેટલો સ્વાર્થ દૂર થશે, તેટલું આપણું હિત થશે. ॥ ૧૨૯ ॥

**પ્રશ્ન—દુઃખી વ્યક્તિને જોઈને દુઃખ થશે તો તેની સાથે સંબંધ જોડાઈ જશે, પછી બંધન કેવી રીતે છૂટશે?**

**ઉત્તર**—એ સંબંધ બાંધનારો નથી. દુઃખીને જોઈને દુઃખ થાય છે તો એનાથી સિદ્ધ થયું કે તેના અધિકારવાળી કોઈ વસ્તુ આપણી પાસે છે. તે વસ્તુ તેની સેવામાં વાપરી દો. ॥ ૧૩૦ ॥

—■—

# પાપ-પુણ્ય

**પ્રશ્ન—પાપ-પુણ્યરૂપ કર્મોનો સંગ્રહ ક્યાં થાય છે?**

**ઉત્તર**—અંતઃકરણમાં થાય છે. જેમ કે વિજળી કેટલી વપરાઈ—એની જાણ મીટરથી પડી જાય છે. કોઈ વ્યક્તિ ક્યારેય પણ, કોઈ પણ સમયે વિજળી વાપરે અને ગમે તેટલોય છૂપાઈને વિજળી વાપરે પણ મીટરમાં બધું નોંધાઈ જાય છે. એવી જ રીતે પાપ-પુણ્યને નોંધ કરનારું વિલક્ષણ યંત્ર અંતઃકરણમાં છે ॥ ૧૩૧ ॥

**પ્રશ્ન—શું પોતાના અથવા બીજાના રક્ષણને માટે દુષ્ટ વ્યક્તિને મારવાથી પાપ લાગે છે?**

**ઉત્તર**—જોકે એ કાર્ય ક્ષત્રિયનું છે, તોપણ જ્યારે દેશમાં અરાજકતા ફેલાઈ જાય, રાજા (શાસક) આપણો પોકાર ન સાંભળે, આપણે ન્યાયપૂર્વક ચાલતા હોઈએ તોપણ આપણા પર અન્યાયપૂર્વક આક્રમણ થતાં હોય તો આવી સ્થિતિમાં ચારે વર્ણોનો ક્ષાત્રધર્મ થઈ જાય છે એટલે કે સ્ત્રી, ગાય, સંપત્તિ, પ્રાણ વગેરેની રક્ષાને માટે ચારે વર્ણ શસ્ત્ર ધારણ કરી શકે છે.[1] પરંતુ ઉદ્દેશ્ય ફક્ત પોતાનું તથા સ્ત્રી વગેરેનું રક્ષણનો જ હોવો જોઈએ. બીજાને મારવાનો નહિ. રક્ષણ કરતા રહીને તે દુષ્ટ વ્યક્તિ મરી પણ જાય તો પાપ નથી લાગતું. તેના મરવાથી દુનિયાનું પણ ભલું થશે અને તેનું પણ ભલું થશે; કેમ કે તે બીજાં નવાં પાપ કરવાથી બચી જશે.

વાસ્તવમાં હિંસા ભાવથી થાય છે, ક્રિયાથી નહિ. ડૉક્ટર વાઢકાપ કરતી વેળાએ રોગીનું અંગ કાપી નાંખે છે, સૈનિક સીમા પર શત્રુને મારી દે છે તો એ હિંસા માનવામાં નથી આવતી; કેમ કે ડૉક્ટર અને સૈનિકનો ભાવ લોકોના હિતનો છે. ॥ ૧૩૨ ॥

**પ્રશ્ન—શું પુણ્યકર્મ કરવાથી પાપ કપાઈ જાય છે?**

**ઉત્તર**—પાપકર્મ 'ફોજદારી'ની માફક છે અને પુણ્યકર્મ

---

૧. **ગવાર્થે બ્રાહ્મણાર્થે વા વર્ણાનાં વાઽપિ સઙ્કરે ।**
**ગૃહ્ણીયાતાં વિપ્રવિશૌ શસ્ત્રં ધર્મવ્યપેક્ષયા ॥** (બોધાયનસ્મૃતિ ૨/૨/૮૦)

'દીવાની'ની માફક છે. બન્નેનો વિભાગ અલગ અલગ છે. પાપોનો અને પુણ્યોનો અલગ અલગ સંગ્રહ થાય છે. એટલા માટે સ્વાભાવિક રૂપથી એ બન્ને એકબીજાને કાપતાં નથી એટલે કે પુણ્યોથી પાપ નથી કપાતાં અને પાપોથી પુણ્ય નથી કપાતાં. પરંતુ મનુષ્ય પાપ કાપવાના ઉદ્દેશ્યથી પ્રાયશ્ચિત-કર્મ કરે તો તેનાથી પાપ કપાઈ શકે છે; જેમ કે દંડ આપીને મનુષ્ય કેદથી છૂટી શકે છે. ॥ ૧૩૩ ॥

**પ્રશ્ન—જ્યારે પાપ-પુણ્ય એકબીજાને નથી કાપતાં તો પછી ઋષિઓની તપસ્યા કેવી રીતે ભંગ થઈ?**

**ઉત્તર**—તપસ્યા ભંગ નથી થતી, બલ્કે તેમાં તકલીફ પડી જાય છે. જેટલી તપસ્યા થઈ ગઈ, તે નષ્ટ નથી થતી. પોતે વિચલિત થવાથી જ તપસ્યામાં તકલીફ પડે છે. પોતે વિચલિત ન થાય તો તેને કોઈ વિચલિત નથી કરી શકતું—**'કામી બચન સતી મનુ જૈસેં'** (માનસ, બાલ૦ ૨૫૧/૧) ॥ ૧૩૪ ॥

**પ્રશ્ન—હાલમાં ઉગ્ર પાપ અને ઉગ્ર પુણ્યનું ફળ તરત જોવામાં નથી આવતું, આમાં શું કારણ છે?**

**ઉત્તર**—આમાં કળિયુગ કારણ છે. કેમ કે કળિયુગ અધર્મનો મિત્ર છે—**'કલિનાધર્મમિત્રેણ'** (પદ્મપુરાણ, ઉત્તર૦ ૧૯૩/૩૧). હા, જમા થતા થતા પછી એનું ભયંકર ફળ જરૂર મળે છે. જેમ કે ફોડલો ધીરે ધીરે વધે છે અને પાકીને ફૂટે છે. ॥ ૧૩૫ ॥

**પ્રશ્ન—કેટલીક વ્યક્તિઓનાં કરેલાં પાપનાં ફળ પૂરા સમાજને શા માટે ભોગવવાં પડે છે?**

**ઉત્તર**—સૃષ્ટિ એક એકમ છે. તેથી વ્યક્તિનાં પાપ કે પુણ્યનો પ્રભાવ સૃષ્ટિમાત્ર પર પડે છે. પરંતુ તેના ફળભોગમાં અંતર રહેશે જ એટલે કે પાપાત્મા પર જેવી આફત આવશે, તેવી આફત પુણ્યાત્મા પર નહિ આવશે. પુણ્યાત્મા પુરુષ પણ અગાઉ કરેલાં પોતાનાં પાપનું જ ફળ ભોગવે છે. ક્યારેક આફત આવવાથી તેઓ બચી પણ જાય છે; જેમ કે દુર્ઘટના થવાથી એક જ ગાડીમાં બેઠેલા માણસોમાં કોઈ મરી જાય છે, કોઈ બચી જાય છે. ॥ ૧૩૬ ॥

# પ્રાર્થના

**પ્રશ્ન—પ્રાર્થનામાં ખાસ વાત શું છે?**

**ઉત્તર**—પોતાની નિર્બળતા અને ભગવાનની સબળતા (પ્રભાવ, સામર્થ્ય)-નો અનુભવ કરવો. ॥ ૧૩૭ ॥

**પ્રશ્ન—શું પ્રાર્થના કર્યા વિના ભગવાન રક્ષણ નથી કરતા?**

**ઉત્તર**—રક્ષણ અને પાલન કરવાની શક્તિનું નામ જ પરમાત્મા છે. એટલા માટે તો તેઓ પ્રાર્થના કર્યા વિના સૌનું રક્ષણ કરતા રહે છે. પરંતુ જેમ ભગવાનની કૃપા બધા પર થાય છે પણ જે તે કૃપાને સ્વીકારે છે, તેના પર તે કૃપા વધારે ફળીભૂત થાય છે, એ જ પ્રમાણે જે (દ્રૌપદી, ગજરાજ વગેરેની માફક) આર્તભાવથી રક્ષણને માટે પ્રાર્થના કરે છે, તેના પર ભગવત્કૃપા વધારે ફળીભૂત થાય છે. ॥ ૧૩૮ ॥

**પ્રશ્ન—ક્યારેક ક્યારેક પ્રાર્થના કરવા છતાં પણ ભગવાન કષ્ટમાં રક્ષણ નથી કરતા, આમાં શું કારણ છે?**

**ઉત્તર**—આર્તભાવમાં કમી રહેવાથી પ્રાર્થના સફળ થતી નથી. એટલા માટે પ્રાર્થના આર્તભાવથી અને નિર્બળ થઈને કરવી જોઈએ—**'નિરબલ હ્વૈ બલરામ પુકાર્‌યો આયે આધે નામ'**. ॥ ૧૩૯ ॥

**પ્રશ્ન—પ્રાર્થના કરવા છતાં પણ રક્ષણ ન થવાથી કેટલાય માણસોમાં નાસ્તિકતા આવી જાય છે, આમ કેમ?**

**ઉત્તર**—અંતરમાં પહેલાંથી નાસ્તિકતા હોય છે, ત્યારે જ આવે છે. નાસ્તિક તે જ બને છે, જે પહેલાંથી નાસ્તિક હોય છે. જે આસ્તિક હોય છે, તે પ્રતિકૂળમાં પ્રતિકૂળ પરિસ્થિતિ આવવા છતાં પણ આસ્તિક જ રહે છે, કદી નાસ્તિક નથી થતો. ભગવાન ગમે તેટલીય વિરુદ્ધ પરિસ્થિતિ મોકલે તો પણ ભક્તમાં નાસ્તિકતા નથી આવતી, કેમ કે તે પ્રત્યેક પરિસ્થિતિમાં ભગવાનની કૃપાને જ જુએ છે. ॥ ૧૪૦ ॥

**પ્રશ્ન—શું બીજાનું દુઃખ દૂર કરવાને માટે ભગવાનને પ્રાર્થના**

**કરી શકીએ છીએ?**

**ઉત્તર**—કરી શકીએ છીએ. એમાં કોઈ દોષ નથી. ફક્ત એક દોષ આવે છે કે શું આપણે વધારે દયાળુ છીએ? ભગવાનમાં દયા નથી શું? ॥ ૧૪૧ ॥



## પ્રાણ

**પ્રશ્ન—પ્રાણશક્તિ અને ચેતનાશક્તિ શું છે?**

**ઉત્તર**—પ્રાણશક્તિ ક્રિયાત્મક હોવાથી 'રાજસી' છે અને ચેતનાશક્તિ વિવેકાત્મક હોવાથી 'સાત્ત્વિકી' છે. શરીરનું હાલવું-ડોલવું પ્રાણશક્તિથી થાય છે. ગરોળીની પૂંછડી કપાઈ જવાથી પણ પ્રાણશક્તિના કારણે હાલતી રહે છે અને પ્રાણશક્તિ ધીરે ધીરે સમષ્ટિ પ્રાણમાં લીન થઈ જાય છે. ચેતનાશક્તિ અંતઃકરણની વૃત્તિ છે. એક માણસ સૂતેલો છે અને એક માણસ મરેલો છે. પ્રાણશક્તિ કામ ન કરવાથી બન્નેનાં શરીર અચળ છે. પરંતુ બન્નેનો ચહેરો જોઈશું તો તેમાં ફરક દેખાય છે. આ ફરક સૂતેલા માણસમાં ચેતનાશક્તિ હોવાના કારણે દેખાય છે. ॥ ૧૪૨ ॥

**પ્રશ્ન—મરવાથી પ્રાણ (સૂક્ષ્મશરીર) નીકળી જાય છે, પછી ગરોળીની કપાયેલી પૂંછડી કેમ હાલતી રહે છે?**

**ઉત્તર**—તેમાં પ્રાણ રહે છે, ત્યારે જ તે હાલે છે. પ્રાણ ધીરે ધીરે નીકળે છે. એટલા માટે કોઈના મરવાના પછી પણ તેનો તરત અગ્નિ-સંસ્કાર ન કરીને લગભગ અડધો કલાક સુધી ભગવન્નામ-કીર્તન કરતા રહેવું જોઈએ.

પ્રાણ (વાયુ)-ના વિના કોઈ ક્રિયા થઈ જ શકતી નથી. શરીરની બધી જ ક્રિયા પ્રાણોથી જ થાય છે. પ્રાણોથી જ ગમનાગમન થાય છે. બળ પણ વાયુનું જ હોય છે. વાયુપુત્ર હોવાને કારણે જ હનુમાનજી અને ભીમ ઘણા બળવાન છે. કોઈ ભારે વસ્તુ ઉઠાવીએ છીએ તો

શ્વાસ(વાયુ) રોકીને જ ઉઠાવીએ છીએ. શ્વાસ લેતા રહીને ભારે વસ્તુ નથી ઉઠાવી શકતા. ॥ ૧૪૩ ॥

—■—

## પ્રારબ્ધ

**પ્રશ્ન—મનુષ્યની જન્મ-કુંડળીમાં જે લખેલું રહે છે, તે જ થાય છે તો પછી મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર કેવી રીતે થયો?**

**ઉત્તર**—એક 'કરવા'નો વિભાગ છે અને એક 'થવા'નો. જન્મ-કુંડળીમાં 'થવા'ની વાત લખેલી રહે છે, 'કરવા'ની નહિ. પારમાર્થિક ઉન્નતિની વાત જન્મ-કુંડળીમાં ન હોવા છતાં પણ મનુષ્ય પારમાર્થિક ઉન્નતિ કરી શકે છે. મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર છે. જો જન્મ-કુંડળીના અનુસાર જ બધાં કાર્ય થાય તો ગુરુ, શાસ્ત્ર, સત્સંગ, કેળવણી વગેરે બધા વ્યર્થ થઈ જશે! ॥ ૧૪૪ ॥

**પ્રશ્ન—જન્મકુંડળીમાં એ જણાવેલું રહે છે કે બાળક દુરાચારી થશે કે સદાચારી; તેથી મનુષ્ય કર્મોને આધીન થયો?**

**ઉત્તર**—જન્મના સમયે પ્રારબ્ધ મુજબ જેવા ગ્રહ-નક્ષત્ર હોય છે, તેવી રીતે લખી દેવામાં આવે છે. પરંતુ ભવિષ્યમાં મનુષ્ય જેવો ઇચ્છે તેવો બનવામાં સ્વતંત્ર છે.

ગ્રહ-નક્ષત્ર વગેરેની એક મર્યાદા હોય છે. મનુષ્યના અંતઃકરણમાં ગ્રહોના અનુસાર સમય સમયપર ભલી કે બૂરી વૃત્તિઓ તો પેદા થઈ શકે છે, પરંતુ તેમના મુજબ ક્રિયા કરવામાં તે પરવશ નથી. તે ચાહે તો પોતાના વિવેકનો ઉપયોગ કરીને નિષિદ્ધ ક્રિયાનો ત્યાગ કરી શકે છે. જેમ કે આપણને પ્રારબ્ધના અનુસાર પૈસા મળનારા છે તો સમય પર પૈસા મળી જશે પણ તે ધનને લેવામાં અથવા તેનો ત્યાગ કરવામાં તથા સદુપયોગ અથવા દુરુપયોગ કરવામાં આપણે સ્વતંત્ર છીએ. ॥ ૧૪૫ ॥

**પ્રશ્ન—'ભૃગુસંહિતા' વગેરેથી માલૂમ પડી જાય છે કે આ માણસ અમુક અમુક કામ કરશે, પછી મનુષ્ય કર્મ કરવામાં સ્વતંત્ર**

**કેવી રીતે?**

**ઉત્તર**—જ્યોતિષમાં કરવાની વાત તેટલી જ આવે છે, જેટલાથી ફળભોગ થઈ શકે. જેમ કે વ્યાપારમાં નફો કે નુકસાન થનારું હોય તો માણસથી એવી ક્રિયા થઈ જશે, જેથી ફળનો ભોગ (નફો કે નુકસાન) થઈ શકે. બધી ક્રિયાઓ જન્મ-કુંડળી (પ્રારબ્ધ)-ના અનુસાર બની જ નથી શકતી. કેવળ એક દિવસમાં જ માણસ એટલી ક્રિયાઓ કરે છે કે તેમને લખવાથી પુસ્તક બની જાય! ॥ ૧૪૬ ॥

**પ્રશ્ન—ફળ ભોગવવાને માટે પ્રારબ્ધ જે કર્મ કરાવડાવે છે, તેની ખબર કેવી રીતે પડે કે આ કર્મ પ્રારબ્ધથી છે કે ક્રિયમાણથી?**

**ઉત્તર**—આનો નિર્ણય, વિશ્લેષણ કરવું ઘણું અઘરું છે! હા, આ વિષયમાં આ વાત સમજવાની છે કે ફળભોગને માટે પ્રારબ્ધ જે કર્મ કરાવડાવે છે, તે શાસ્ત્રનિષિદ્ધ નથી હોતું. શાસ્ત્રનિષિદ્ધ કર્મ પ્રારબ્ધથી નથી થતું; બલ્કે કામનાથી થાય છે—**'કામ એષ:'** (ગીતા ૩/૩૭) તેથી પ્રારબ્ધના મુજબ કર્મ કરવાની વૃત્તિ તો થઈ જશે પણ નિષિદ્ધ આચરણની જરૂરત છે જ નહિ. નિષિદ્ધ આચરણ તો નવું કર્મ હોય છે. ॥ ૧૪૭ ॥

**પ્રશ્ન—વાલ્મીકિજીએ પહેલાં જ 'રામાયણ' લખી દીધું, પછી તેના અનુસાર જ બધી ક્રિયાઓ થઈ, પછી મનુષ્ય સ્વતંત્ર કેવી રીતે?**

**ઉત્તર**—ભગવાનની વાત ન્યારી છે; કેમ કે તેઓ કર્મને આધીન નથી. તેમની લીલામાં સહાયક બીજાં પાત્ર (મંથરા, કૈકેયી વગેરે) પણ વિલક્ષણ હોય છે, સાધારણ નહિ.' 'રામાયણ'માં પણ ખાસ ખાસ વાતો જ લખવામાં આવી હતી. ભગવાન રામ તથા અન્ય પાત્રો દ્વારા દરરોજ અનેક ક્રિયાઓ થતી હતી પણ તે બધી ક્રિયાઓ 'રામાયણ'માં ક્યાં લખી છે? ॥ ૧૪૮ ॥

**પ્રશ્ન—મનુષ્યને જેટલી જરૂરિયાત છે, તેટલી જ વસ્તુ મળે છે કે વધારે પણ મળી શકે છે?**

**ઉત્તર**—હમેશાં જરૂરિયાત કરતા વધારે જ વસ્તુ મળ્યા કરે છે. માનવ-જીવનનો સમય એટલો વધારે મળ્યો છે કે મનુષ્ય કેટલીય વાર

પોતાનું કલ્યાણ કરી લે![1] વીર્યમાં લાખો શુક્રાણુ રહે છે પણ જીવ એક જ શુક્રાણુથી બને છે. સંસારમાં પણ જોઈએ છીએ કે મોટરમાં ચાર-પાંચ માણસોને બેસવાને માટે જગા બનાવવામાં આવે છે પણ આઠ-નવ માણસ પણ બેસી જાય છે. આવશ્યકતાના અનુસાર વસ્તુ તો કામમાં આવી જાય છે પણ આવશ્યકતાથી વધારે વસ્તુનો સંગ્રહ જ થાય છે. ॥ ૧૪૯ ॥

**પ્રશ્ન—શાસ્ત્રમાં આવ્યું છે કે પિતાનાં કરેલાં કર્મનું ફળ પુત્ર-પૌત્રોને પણ ભોગવવું પડે છે. એવું જોવામાં પણ આવે છે કે પિતાને કોઈ રોગ હોય તો તે પુત્ર-પૌત્રોને પણ થઈ જાય છે. આમ કેમ?**

**ઉત્તર**—જેમ રેડિયો-સ્ટેશનથી ધ્વનિનું પ્રસારણ કરવામાં આવે છે અને રેડિયોનો કાંટો ફેરવવાથી તે જ નંબર મળી જાય છે એટલે કે તેનાથી સજાતીય-સંબંધ થઈ જાય છે તો તે ધ્વનિ પકડાઈ જાય છે. એમ જ જીવ તેને ત્યાં જન્મ લે છે, જેની સાથે તેનો કોઈ કર્મ-સંબંધ (ઋણાનુબંધ) હોય છે. તેથી પુત્ર-પૌત્ર એક રીતે પોતાનાં જ કર્મોનો ભોગ કરે છે એટલે કે તેમને વંશ-પરંપરાથી તે જ રોગ મળે છે, જેનો ભોગ તેમના પ્રારબ્ધમાં છે. ॥ ૧૫૦ ॥

**પ્રશ્ન—જ્યારે પૈસા પ્રારબ્ધના અનુસાર જ મળશે તો પછી ઉદ્યમ શા માટે કરવો?**

**ઉત્તર**—ઉદ્યમ કરવો આપણું કર્તવ્ય છે—એમ માનીને કરવો જોઈએ. માણસે પોતાના કર્તવ્યનું પાલન કરવું જોઈએ. ભગવાનની આજ્ઞા પણ છે—**'કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન'** (ગીતા ૨/૪૭) 'કર્તવ્ય-કર્મ કરવામાં જ તારો અધિકાર છે, ફળોમાં કદી નહિ.' જો મનુષ્ય કર્તવ્ય-કર્મ નહિ કરશે તો તેને દંડ થશે. કર્તવ્ય-કર્મ કરવાથી તરત શાંતિ મળે છે અને ન કરવાથી તરત અશાંતિ ॥ ૧૫૧ ॥

**પ્રશ્ન—પૈસા તો પ્રારબ્ધના મુજબ જ મળશે પણ તેને વાપરવા**

૧. વાસ્તવમાં કલ્યાણ, મુક્તિ, તત્ત્વજ્ઞાન, ભગવત્પ્રાપ્તિ એક જ વાર થાય છે અને સદાને માટે થાય છે—**'યજ્જ્ઞાત્વા ન પુનર્મોહમ્'** (ગીતા ૪/૩૫).

**નવું કર્મ છે કે પ્રારબ્ધ?**

**ઉત્તર**—પૈસાને વાપરવા, કંજૂસ બનવું અથવા ઉદાર બનવું નવું કર્મ છે, પ્રારબ્ધ નથી. ॥ ૧૫૨ ॥

**પ્રશ્ન—જ્યારે પ્રારબ્ધના મુજબ દુઃખ ભોગવવું જ પડે છે તો પછી ઔષધ, દાન, મંત્ર, અનુષ્ઠાન વગેરેનો શું ઉપયોગ થયો?**

**ઉત્તર**—જેમ કે કોઈ વ્યક્તિને સજા થાય છે તો તે દંડ (રૂપિયા) આપીને સજાની મુદત ઓછી કરાવી શકે છે અથવા સજાથી છૂટી પણ શકે છે, એમ જ મનુષ્ય ઔષધ, મંત્ર વગેરે ઉપાય કરીને પ્રારબ્ધના ભોગને ક્ષીણ કરી શકે છે. ॥ ૧૫૩ ॥

**પ્રશ્ન—શું ભગવત્કૃપાથી પ્રારબ્ધનો નાશ થઈ શકે છે?**

**ઉત્તર**—હા, થઈ શકે છે. એટલા માટે આર્તભાવથી પ્રાર્થના કરવાથી પરિસ્થિતિ બદલાઈ જાય છે, કષ્ટ દૂર થઈ જાય છે. ॥ ૧૫૪ ॥

**પ્રશ્ન—ભોજન કર્યું તો ભૂખ મટવી ફળ થયું. પછી શૌચ ગયા તો એ 'કર્મનું ફળ પણ કર્મ' થયું. તેથી મનુષ્ય જે કંઈ કરે છે, પ્રારબ્ધના અનુસાર જ કરે છે. પુરુષાર્થથી કંઈ નથી થતું, બધું પ્રારબ્ધથી જ થાય છે. શું આ યોગ્ય છે?**

**ઉત્તર**—કર્મનું ફળ કદી કર્મ થતું જ નથી, બલ્કે ભોગ થાય છે. શૌચ જવું કર્મ નથી; કેમ કે આમાં કર્તૃત્વ નથી. ક્રિયમાણ-કર્મનાં ફળ-અંશના બે ભેદ હોય છે—દૃષ્ટ અને અદૃષ્ટ. આમાં દૃષ્ટના પણ બે ભેદ હોય છે—તાત્કાલિક અને કાલાન્તરિક. ભોજન કરતી વેળાએ તૃપ્તિ થવી 'તાત્કાલિક ફળ' છે અને પરિણામમાં શૌચ થવું 'કાલાન્તરિક' ફળ છે.

પ્રારબ્ધનું ફળ ભોગ છે, કર્મ નથી. જો કર્મનું ફળ પણ કર્મ થશે તો કર્મોનો અંત કદી આવશે જ નહિ, કર્મ-બંધનથી મુક્તિ થશે જ નહિ. જે 'અનવસ્થા દોષ' છે. પુરુષાર્થથી પ્રારબ્ધ બને છે પણ પ્રારબ્ધથી પુરુષાર્થ નથી બનતો. જો બધાં કર્મ પ્રારબ્ધથી થશે તો પછી પ્રારબ્ધ ક્યાંથી થશે? પ્રારબ્ધ ક્રિયમાણ-કર્મનો અંશ છે, પછી તે ક્રિયમાણ કર્મ કેવી રીતે કરાવશે? જેઓ પ્રારબ્ધના અનુસાર જ બધાં

કર્મ માને છે, તેમના માટે એક પ્રશ્ન જ પૂરતો છે કે 'ત્યાગ' શું કામ આવશે, ક્યાં કામ આવશે?

પુરુષાર્થ છોડવાથી જે કામ થાય છે, તે ભગવાનની કૃપાથી થાય છે. તેને પ્રારબ્ધ માનવું ભૂલ છે. પોતાનો પુરુષાર્થ છોડવો શરણાગતિ છે. શરણાગતનું કામ ભગવાનની કૃપાથી જ થાય છે. ॥ ૧૫૫ ॥

**પ્રશ્ન—ત્યાગ કરવાથી જે વસ્તુ પ્રારબ્ધમાં નથી, તે કેવી રીતે મળી જાય છે?**

**ઉત્તર**—રાગનો ત્યાગ કરવાથી કોઈ પણ વસ્તુની સાથે સંબંધ નથી રહેતો. કોઈ પણ વસ્તુની સાથે સંબંધ ન રહેવાથી બધી વસ્તુઓની સાથે સંબંધ થઈ જાય છે. બધી વસ્તુઓની સાથે સંબંધ થવાથી આવશ્યક વસ્તુઓ આપમેળે મળે છે. પુણ્યકર્મથી જે પ્રારબ્ધ બને છે, તેનાથી પણ ઉત્તમ પ્રારબ્ધ ત્યાગથી બને છે. ॥ ૧૫૬ ॥

**પ્રશ્ન—એક સાથે સેંકડો મનુષ્ય મરી જાય છે તો બધાનું પ્રારબ્ધ એક સાથે કેવી રીતે?**

**ઉત્તર**—જેમણે એક સાથે પાપ કર્યું છે, તેઓ એક સાથે જ મરે છે. જેમ કે લોકસભામાં ગૌહત્યા વગેરેનો પ્રસ્તાવ મંજૂર થયો તો તેઓ કોઈ જન્મમાં મરશે તો એક સાથે જ મરશે. જેટલી વધારે સંમતિ હશે, તેટલું વધારે કષ્ટ થશે. થોડી સંમતિવાળા ઘાયલ થઈ જશે. ॥ ૧૫૭ ॥

**પ્રશ્ન—ભગવાનની મરજીના વિના એક પાંદડું પણ નથી હાલતું, પછી માણસ કર્મ કરવામાં સ્વતંત્ર કેવી રીતે?**

**ઉત્તર**—'થવું'નો વિભાગ અલગ છે અને 'કરવું'નો વિભાગ અલગ છે. ભગવાનની મરજીના વિના પાંદડું હાલતું નથી, પણ હલાવી શકીએ છીએ! હાલતું નથી—એ કહ્યું છે, હલાવતા નથી—એ નથી કહ્યું. આપણે વેપાર, ખેતી વગેરે 'કરીએ' છીએ અને નફો-નુકસાન વગેરે 'થાય' છે. તાત્પર્ય છે કે 'કરવું' આપણા હાથમાં છે અને 'થવું' ભગવાનના અથવા પ્રારબ્ધના હાથમાં છે. ॥ ૧૫૮ ॥

—■—

## પ્રેમ

**પ્રશ્ન—જીવનું તો ભગવાનમાં આકર્ષણ (પ્રેમ) છે, પરંતુ ભગવાનનું જીવમાં આકર્ષણ કેવી રીતે છે?**

**ઉત્તર**—આકર્ષણ તો ભગવાન અને જીવ—બન્નેમાં છે પણ ભૂલ જીવમાં છે, ભગવાનમાં નહિ. જેમ બાળકને માનો પ્રેમ નથી દેખાતો, એવી જ રીતે સંસારમાં આકર્ષણ થવાને કારણે મનુષ્યને ભગવાનનો પ્રેમ (આકર્ષણ) નથી દેખાતો. જો ભગવાનનો પ્રેમ દેખાય (ઓળખમાં આવે) તો તેનું સંસારમાં આકર્ષણ થઈ શકે જ નહિ.

ભગવાન કહે છે—**'સબ મમ પ્રિય સબ મમ ઉપજાએ'** (માનસ, ઉત્તર૦ ૮૬/૨). ભગવાનનો પ્રેમ જ જીવને ખેંચે છે, જેનાથી કોઈ પણ પરિસ્થિતિ નિરંતર નથી રહેતી. ॥ ૧૫૯ ॥

**પ્રશ્ન—શું પરમ પ્રેમની પ્રાપ્તિના અગાઉ મુક્ત થવું જરૂરી છે.**

**ઉત્તર**—જ્ઞાનમાર્ગમાં મુક્તિના પછી પ્રેમ પ્રાપ્ત થાય છે અને ભક્તિમાર્ગમાં પ્રેમ-પ્રાપ્તિના પછી મુક્તિ થાય છે.

પ્રેમ તો જીવમાત્રમાં પહેલાંથી જ વિદ્યમાન છે પણ સંસારમાં રાગ થવાને કારણે તે પ્રેમ પ્રકટ નથી થતો. સત્સંગથી જેટલો રાગ દૂર થાય છે, તેટલો જ પ્રેમ પ્રકટ થાય છે અને જેટલો પ્રેમ પ્રકટ થાય છે, તેટલો જ રાગ દૂર થાય છે.

વાસ્તવમાં પ્રેમના અધિકારી મુક્ત મહાપુરુષ જ હોય છે. મુક્તિના અગાઉ પણ પ્રેમ થઈ શકે છે પણ તે અસલી નથી હોતો. હા તે સાધકને માટે ઘણો મદદગાર હોય છે. અસલી પ્રેમ મુક્તિના પછી જ થાય છે. મુક્તિના અગાઉ 'હું ભગવાનનો છું'—એવી માન્યતા રહે છે પણ મુક્તિના પછી માન્યતા નથી રહેતી, બલ્કે અનુભવ થાય છે. ॥ ૧૬૦ ॥

**પ્રશ્ન—ભગવાને પ્રેમલીલાને માટે સ્ત્રી-પુરુષ (રાધા-કૃષ્ણ)નું રૂપ કેમ ધારણ કર્યું? બે મિત્રોમાં પણ તો પ્રેમ થઈ શકે છે!**

**ઉત્તર**—સંસારમાં સૌથી વધુ આકર્ષણ સ્ત્રી-પુરુષની વચ્ચે જ થાય છે. એટલા માટે આકર્ષણ તો સ્ત્રી-પુરુષની જેમ હોય પણ પોતાની સુખબુદ્ધિ બિલકુલ પણ ન હોય—એ વાત સંસારી લોકોને સજાવવાને માટે જ ભગવાને રાધા-કૃષ્ણનું રૂપ ધારણ કર્યું. જેની દૃષ્ટિમાં સ્ત્રી-પુરુષનો ભેદ હોય, તે રાધા-કૃષ્ણની પ્રેમ-લીલાને નથી સમજી શકતો. આને યોગ્ય સમજવાને માટે સાધકને માટે જરૂરી છે કે તે સ્ત્રી-પુરુષનો ભાવ ન રાખે. પોતાનામાં સુખબુદ્ધિ હોવાના કારણે આને સમજવામાં કઠણાઈ પડે છે. જેની ભીતર જરાતરા પણ પોતાના સુખની આસક્તિ છે, તે પ્રેમ-તત્ત્વને નથી સમજી શકતો. એટલા માટે જીવન્મુક્ત જ આવા ભાવને બરાબર સમજી શકે છે. ॥ ૧૬૧ ॥

**પ્રશ્ન—શું શ્રીજીની રાગાત્મિકા ભક્તિ જીવને પ્રાપ્ત થઈ શકે છે?**

**ઉત્તર**—હા, થઈ શકે છે. કારણ કે ભગવાને શ્રીજીને પણ પોતાનામાંથી પ્રકટ કર્યાં છે અને જીવોને પણ. તેથી શ્રીજી અને જીવમાં કોઈ ફેર નથી. ફેર એટલો જ છે કે જીવે મળેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કર્યો છે પણ શ્રીજીએ દુરુપયોગ નથી કર્યો. તેથી શ્રીજીની રાગાત્મિકા ભક્તિ (પ્રેમ) બધા જીવોને પ્રાપ્ત થઈ શકે છે. ॥ ૧૬૨ ॥

**પ્રશ્ન—પ્રેમમાં એકથી બે થવાથી બન્ને સમાન રહે છે, પછી દાસ્યભાવ (એક સ્વામી, એક સેવક) કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—દાસ્ય વગેરે કોઈ પણ ભાવ હોય, પ્રેમમાં પોતાની અલગ સત્તા નથી; કેમ કે પ્રેમમાં એક થઈને બે થયા છે. એટલા માટે ક્યારેક સેવક સ્વામી થઈ જાય છે, ક્યારેક સ્વામી સેવક થઈ જાય છે. ક્યારેક રાધા કૃષ્ણ બની જાય છે, ક્યારેક કૃષ્ણ રાધા બની જાય છે. શંકરજીને માટે કહ્યું પણ છે—**'સેવક સ્વામિ સખા સિય પી કે'** (માનસ, બાલ૦ ૧૫/૨)! દક્ષિણના એક મંદિરમાં શંકરજીએ નંદીને ઉઠાવી રાખ્યો છે! ક્યારેક નંદી શંકરજીને ઉઠાવે છે, ક્યારેક શંકરજી નંદીને ઉઠાવે છે! ક્યારેક ભગવાન કૃષ્ણ ઈષ્ટ છે, ક્યારેક અર્જુન ઈષ્ટ છે—**'ઈષ્ટોઽસિ મે દૃઢમિતિ'** (ગીતા

૧૮/૬૪). એટલા માટે પ્રેમને પ્રતિક્ષણ વર્ધમાન કહ્યો છે. ॥ ૧૬૩ ॥

**પ્રશ્ન—જ્યારે સાધક ભગવાનમાં આત્મીયતા કરે છે, ત્યારે તેને પ્રેમ પ્રાપ્ત થાય છે પણ સિદ્ધ (જીવનમુક્ત)ને પ્રેમ કેવી રીતે પ્રાપ્ત થાય છે?**

**ઉત્તર**—સાધકને માટે આત્મીયતા છે અને મુક્તને માટે અસંતોષ છે. આશય એ છે કે જ્યારે ભગવાનની કૃપા મુક્તિના રસને પણ ફીકો કરી દે છે, ત્યારે તેને મુક્તિથી અસંતોષ થઈ જાય છે કે 'પોતે' (સ્વયં) તો મળી ગયો પણ 'પોતાનો' (સ્વકીય) નથી મળ્યો! મુક્તિથી અસંતોષ થવાથી તેને પરમ પ્રેમની પ્રાપ્તિ થઈ જાય છે. ॥ ૧૬૪ ॥

**પ્રશ્ન—ભગવાન મીઠા કેવી રીતે લાગશે?**

**ઉત્તર**—ભગવાન મીઠા લાગશે સંસાર ખારો લાગવાથી ॥ ૧૬૫ ॥

**પ્રશ્ન—મુક્તિમાં તો સૂક્ષ્મ અહંકાર રહે છે પણ પ્રેમમાં તે નથી રહેતો, આનું શું કારણ છે?**

**ઉત્તર**—કારણ એ છે કે જીવ પરમાત્માનો અંશ છે. તેથી એ પરમાત્માથી જેમ જેમ દૂર જાય છે, તેમ તેમ અહંકાર દૃઢ થતો જાય છે અને જેમ જેમ પરમાત્માની તરફ જાય છે, તેમ તેમ અહંકાર દૂર થતો જાય છે. એટલા માટે સ્વરૂપમાં સ્થિત થવાથી પણ સૂક્ષ્મ અહંકાર રહે છે અને પ્રેમમાં ભગવાનની સાથે અભિન્ન થવાથી અહંકાર તદ્દન દૂર થઈ જાય છે. ॥ ૧૬૬ ॥

**પ્રશ્ન—ભગવાનમાં પ્રેમ કેવી રીતે વધે?**

**ઉત્તર**—આપણે કેવળ ભગવાનના જ અંશ છીએ; તેથી તેઓ જ આપણા છે. તેમના સિવાય કોઈ પણ આપણું નથી. આવી રીતે ભગવાનમાં આત્મીયતા થવાથી પ્રેમ આપમેળે વધશે. આના સિવાય ભગવાનને પ્રાર્થના કરવી જોઈએ કે 'હે નાથ! તમે મીઠા લાગો, પ્યારા લાગો!' ભગવાનના ગુણગાન ગાવાથી, તેમનું ચરિત્ર વાંચવાથી, તેમના નામનું કીર્તન કરવાથી તેમનામાં પ્રેમ થઈ જાય છે. ભગવાનના ચરિત્રથી પણ ભક્ત-ચરિત્ર વાંચવાનું વધારે માહાત્મ્ય છે. ॥ ૧૬૭ ॥

**પ્રશ્ન—પ્રેમ પ્રતિક્ષણ વર્ધમાન કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—પ્રેમમાં યોગ અને વિયોગ, મિલન અને વિરહ બન્ને થાય છે. જ્યારે ભક્તની વૃત્તિ ભગવાનની તરફ જાય છે, ત્યારે 'નિત્યયોગ' થાય છે અને જ્યારે પોતાની તરફ જાય છે, ત્યારે 'નિત્યવિયોગ' થાય છે. ભગવાનની તરફ વૃત્તિ જવાથી એક ભગવાનના સિવાય કંઈ નથી દેખાતું અને પોતાની તરફ વૃત્તિ જવાથી સ્વયં અલગ દેખાય છે. 'ભગવાન જ છે'—એ નિત્યયોગ છે' અને 'હું ભગવાનનો છું'—એ નિત્યવિયોગ છે. નિત્યયોગમાં પ્રેમનું આસ્વાદન થાય છે અને નિત્યવિયોગમાં પ્રેમની વૃદ્ધિ થાય છે. ॥ ૧૬૮ ॥

**પ્રશ્ન—જો આપણે નિષ્કામભાવથી કોઈ વ્યક્તિ સાથે પ્રેમ કરીએ તો તેનું શું પરિણામ હશે?**

**ઉત્તર**—કામનાને કારણે જ સંસાર છે. કામના ન હોય તો સર્વ કાંઈ પરમાત્મા જ છે, સંસાર નથી. નિષ્કામ પ્રેમ થવાથી સંસાર નહિ રહેશે. કામના ગઈ તો સંસાર ગયો! એટલા માટે નિષ્કામભાવથી કોઈની સાથે પણ પ્રેમ કરીએ તો તે ભગવાનમાં જ થઈ જશે. ॥ ૧૬૯ ॥

**પ્રશ્ન—ભગવાનમાં પ્રેમની ભૂખ કેમ છે?**

**ઉત્તર**—ભગવાનમાં અપાર પ્રેમ છે, એટલા માટે તેમનામાં પ્રેમની ભૂખ છે. જેમ માણસની પાસે જેટલા વધારે પૈસા હોય છે, તેટલી જ વધારે પૈસાની ભૂખ હોય છે. ભગવાનમાં પ્રેમની કમી નથી પણ ભૂખ છે. ॥ ૧૭૦ ॥

**પ્રશ્ન—પ્રેમથી રડવું અને મોહ (શોક)થી રડવું—બન્નેમાં શું ફેર છે?**

**ઉત્તર**—પ્રેમના આંસુ ઠંડા અને મોહના આંસુ ગરમ હોય છે. મોહના આંસુ તો નેત્રોની વચ્ચેથી નીકળે છે પણ પ્રેમના આંસુ નેત્રના ભીતરી (નાસિકાની તરફ) ખૂણાથી નીકળે છે. વધુ પ્રેમ હોવાથી આંસુ પિચકારીની જેમ ઝડપથી નીકળે છે. ॥ ૧૭૧ ॥

—■—

# ભક્ત

**પ્રશ્ન—મનુષ્ય ભક્ત ક્યારે થાય છે?**

**ઉત્તર**—પોતાની નિર્બળતાનો અનુભવ અને ભગવાનના મહાન પ્રભાવ પર વિશ્વાસ થતાં જ મનુષ્ય ભક્ત થઈ જાય છે. કારણ કે નિર્બળનો બળવાનની સાથે, ભૂખ્યાનો અન્નની સાથે, તરસ્યાનો પાણીની સાથે, રોગીનો વૈદ્યની સાથે સંબંધ આપમેળે થઈ જાય છે.

ભગવાન સર્વજ્ઞ, પરમ સુહૃદ્ અને સર્વસમર્થ છે—એ ભગવાનનો પ્રભાવ છે. પોતાનામાં થોડું બળ, યોગ્યતા, વિશેષતા જોવાથી અને પોતાની નિર્બળતાનું દુઃખ ન થવાથી એટલે કે તેને દૂર કરવાની આવશ્યકતાનો અનુભવ ન થવાથી ભગવાનના પ્રભાવ પર વિશ્વાસ નથી થતો. ॥ ૧૭૨ ॥

**પ્રશ્ન—શું પ્રેમી ભક્તને જ્ઞાનની આવશ્યકતા રહે છે?**

**ઉત્તર**—પ્રેમી ભક્તને જ્ઞાનની આવશ્યકતા રહેતી જ નથી; કારણ કે પ્રેમમાં ફક્ત જ્ઞાન જ જ્ઞાન છે! એક પ્રેમાસ્પાદ (પરમાત્મા)ના સિવાય બીજું કંઈ છે જ નહિ—એ જ વાસ્તવિક જ્ઞાન છે. ॥ ૧૭૩ ॥

**પ્રશ્ન—એક જ ભગવાન પ્રતિક્ષણ વર્ધમાન પ્રેમની લીલાને માટે કૃષ્ણ અને શ્રીજી (રાધા) — બે રૂપોમાં થાય છે, પછી અન્ય પ્રેમી ભક્તોનું શું થાય છે?**

**ઉત્તર**—અન્ય પ્રેમી ભક્ત શ્રીજીમાં લીન થઈ જાય છે. ॥ ૧૭૪ ॥

**પ્રશ્ન—ભગવાન પોતાના ભક્તોનાં ઋણને કેવી રીતે માફ કરે છે?**

**ઉત્તર**—શરણાગત ભક્તનું પોતાનું કંઈ છે જ નહિ. જે કંઈ છે, તે ભગવાનનું છે. તેથી ભક્તોનું ઋણ ભગવાન પર આવી જાય છે. જેમ કે કોઈ વ્યક્તિ મરી જાય તો તેની સંપત્તિ સરકારને આધીન થઈ જાય છે.

સંસારમાં કાંઈ પણ પોતાનું માનવાથી જ ઋણ થાય છે. જે કાંઈ પણ પોતાનું નથી માનતો અને કાંઈ પણ નથી ચાહતો, તેના પર ઋણ કેવી રીતે? ॥ ૧૭૫ ॥

**પ્રશ્ન—ભક્ત પોતાનું સુખ ન ચાહીને ભગવાનને સુખ આપે છે, કેવી રીતે?**

**ઉત્તર**—ભક્ત ભગવાનના **'એકાકી ન રમતે'** આ અભાવની પૂર્તિ કરે છે. કારણ કે ભગવાને સંસારને ભક્તને માટે બનાવ્યો છે અને ભક્તને પોતાને માટે બનાવ્યો છે. એટલા માટે ભક્તનું અસ્તિત્વ માત્ર ભગવાનના સુખને માટે છે. વાસ્તવમાં સુખના ભોક્તા ભગવાન જ છે, જીવ નહિ. જેમ કે બાળક માને માટે હોય છે, એવી જ રીતે ભક્ત ભગવાનને માટે છે. ભગવાનના સિવાય ભક્તનું કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી. ॥ ૧૭૬ ॥

**પ્રશ્ન—શું ભક્ત સંસારમાત્રનું કલ્યાણ કરી શકે છે? જો કરી શકે છે તો પછી કરતો કેમ નથી?**

**ઉત્તર**—ભક્ત જો ચાહે તો સંસારમાત્રનું કલ્યાણ કરી શકે છે. પરંતુ બીજાના કલ્યાણનું સામર્થ્ય હોવા છતાં પણ તેનામાં સામર્થ્યનું અભિમાન નથી થતું. તેને શરમ આવે છે કે ભગવાનના રહેતા હું શું કલ્યાણ કરું! તેના અંતરમાં એ ભાવ જ નથી થતો કે હું કલ્યાણ કરી શકું છું. તેની દૃષ્ટિમાં એક ભગવાનના સિવાય બીજું કોઈ છે જ નહિ—**'વાસુદેવઃ સર્વમ્'** પછી તે કોનું કલ્યાણ કરે? ॥ ૧૭૭ ॥

**પ્રશ્ન—શ્રીમદ્ભાગવતમાં ભગવાને કહ્યું છે કે હું ભક્તોની પાછળ એ વિચારીને ફરું છું કે તેમની ચરણ-રજ મારા પર પડી જાય અને હું પવિત્ર થઈ જાઉં[1] તો આ પવિત્ર થવું શું છે?**

**ઉત્તર**—પાપી-પુણ્યાત્મા, પવિત્ર-અપવિત્ર સર્વ કાંઈ ભગવાનની અંતર્ગત જ છે. તમામ પાપી ભગવાનમાં જ છે, એટલા માટે તેમની અપવિત્રતા ભગવાનની જ અપવિત્રતા છે અને તેમની શુદ્ધિ ભગવાનની જ શુદ્ધિ છે. આશય એ છે કે ભક્તોની ચરણ-રજથી (ભગવાનની અંતર્ગત રહેનારા) પાપી પણ પવિત્ર થઈ જાય

---

૧. **નિરપેક્ષં મુનિં શાન્તં નિર્વૈરં સમદર્શનમ્ ।**
**અનુવ્રજામ્યહં નિત્યં પૂયેયેત્યઙ્ઘ્રિરેણુભિઃ ॥** (શ્રીમદ્ભા૦ ૧૧/૧૪/૧૬)

છે. ॥ ૧૭૮ ॥

**પ્રશ્ન—ભક્તનાં સાધન અને સાધ્ય—બન્ને ભગવાન હોય છે તો સાધન ભગવાન કેવી રીતે?**

**ઉત્તર**—તેના દ્વારા જે સાધન થાય છે, તેમાં તે ભગવાનની કૃપાને જ હેતુ માને છે. તેના સાધનમાં પણ ભગવાનનો જ આશ્રય રહે છે. તે સાધનનિષ્ઠ ન બનીને ભગવન્નિષ્ઠ થાય છે. ॥ ૧૭૯ ॥

**પ્રશ્ન—ભક્ત અને ભગવાનના ચરિત્રમાં શું ફરક હોય છે?**

**ઉત્તર**—બન્નેનું ચરિત્ર એક જ છે. ફરક એટલો છે કે ભક્તમાં પહેલાં જડતા હતી પણ ભગવાનમાં ક્યારેય જડતા આવી જ નથી. બન્નેનું ચરિત્ર સાંભળવાથી કલ્યાણ થઈ જાય છે. ભગવાનનું ચરિત્ર સાંભળવાને ભક્ત અધિકારી છે અને ભક્તનું ચરિત્ર સાંભળવાને ભગવાન અધિકારી છે. ॥ ૧૮૦ ॥

**પ્રશ્ન—ભક્ત-ચરિત્રમાં આવેલ કેટલીક ઘટનાઓની સત્યતામાં શંકા થઈ જાય તો શું કરવું જોઈએ?**

**ઉત્તર**—શંકા થવાથી એવું વિચારવું કે ઘટના ભલેને ખોટી હોય પણ આવી ઘટના બની તો શકે છે, સિદ્ધાંતથી આ બરાબર તો છે. આપણને તો સિદ્ધાંતથી મતલબ છે, ઘટના ભલે બની હોય કે ના બની હોય. જો કોઈ ઘટના અશક્ય લાગે તો તેને છોડી દેવી. ॥ ૧૮૧ ॥

**પ્રશ્ન—ભક્ત પોતાને ભગવાનનો માને છે તો શરીરસહિત પોતાને માને છે કે શરીરરહિત?**

**ઉત્તર**—સ્વયંને ભગવાનનો માનવાથી શરીર પણ સાથે થઈ જાય છે. પરંતુ શરીરને મુખ્ય માનવાથી સ્વયં સાથે નહિ થશે; કારણ કે સ્વતંત્ર સત્તા સ્વયંની છે, શરીરની નહિ. ભક્તિમાં સત્‌ની સાથે અસત્‌ પણ થઈ જાય છે પણ સાંસારિક ભોગ ભોગવવામાં અસત્‌ની સાથે સત્‌ પણ થઈ જાય છે અર્થાત્‌ ભોક્તા, ભોગ અને ભોગ્ય-ત્રણેય અસત્‌ થઈ જાય છે. ॥ ૧૮૨ ॥

**પ્રશ્ન—ભગવાનના પ્રત્યે ભક્તનો ભાવ કેવો હોય છે?**

**ઉત્તર**—તેનો ભગવાન પ્રત્યે અનન્યભાવ હોય છે. તેનું ખેંચાણ માત્ર ભગવાનની તરફ જ થાય છે. ભગવાનના સિવાય તે કંઈ પણ પોતાનું નથી માનતો. તેની એકમાત્ર ભગવાનમાં જ આત્મીયતા હોય છે. તેનો ભાવ ભગવાનને સુખ પહોંચાડવાનો હોય છે—**'તત્સુખસુખિત્વમ્.'** ભગવાનના સુખને માટે તે પોતાના સુખનો ત્યાગ કરી દે છે. ભગવાન કેવા છે, કેવા નથી—એ વિવેક ન કરીને તે પોતાની દૃષ્ટિથી એ જ ચેષ્ટા કરે છે કે કોઈ રીતે ભગવાનને સુખ મળે. ॥ ૧૮૩ ॥

**પ્રશ્ન—ભક્ત શું જાણે છે અને શું માને છે?**

**ઉત્તર**—અનંત બ્રહ્માંડોમાં વાળ જેટલી વસ્તુ પણ આપણી નથી—એ ભક્ત 'જાણે' છે અને માત્ર પ્રભુ જ આપણા છે—એ ભક્ત 'માને' છે. ॥ ૧૮૪ ॥



## ભક્તિ

**પ્રશ્ન—ભક્તિ કેવી રીતે પમાય છે?**

**ઉત્તર**—ભગવાનના ભક્તોનો સંગ કરવાથી, તેમના દ્વારા ભગવાનનો મહિમા સાંભળવાથી, ભક્તોનાં ચરિત્રો વાંચવાથી અને ભગવાનને પ્રાર્થના કરવાથી ભક્તિ પમાય છે. ભગવાન અને તેમના ભક્તોની વિશેષ કૃપાથી પણ ભક્તિ પમાય છે—

**મુખ્યતસ્તુ મહત્કૃપયૈવ ભગવત્કૃપાલેશાદ્વા ।**

(નારદભક્તિ૦ ૩૮)

'ભક્તિ મુખ્યરૂપે ભગવત્પ્રેમી મહાપુરુષોની કૃપાથી અથવા ભગવત્કૃપાના લેશમાત્રથી પ્રાપ્ત થાય છે.'

**ભગતિ તાત અનુપમ સુખમૂલા । મિલઇ જો સંત હોઈં અનુકૂલા ॥**

(માનસ, અરણ્ય૦ ૧૬/૨) ॥ ૧૮૫ ॥

**પ્રશ્ન—ભક્તિ અને ભક્તિયોગમાં શું અંતર છે?**

**ઉત્તર**—સકામભાવ થવાથી 'ભક્તિ' થાય છે અને નિષ્કામભાવ

થવાથી 'ભક્તિયોગ' થાય છે. 'યોગ' નિષ્કામભાવ થવાથી જ થાય છે. માત્ર 'કર્મ' અને માત્ર 'જ્ઞાન'થી લાભ નથી થતો પણ માત્ર 'ભક્તિ'થી લાભ થાય છે; કેમ કે ભક્તિમાં ભગવાનનો સંબંધ રહે છે. એટલા માટે ભગવાને સકામભાવવાળા (આર્ત અને અર્થાર્થી) ભક્તોને પણ ઉદાર કહ્યા છે—**'ઉદારાઃ સર્વ એવૈતે'** (ગીતા ૭/૧૮) ॥ ૧૮૬ ॥

**પ્રશ્ન—ભક્તિ અને શરણાગતિમાં શું ફેર છે.**

**ઉત્તર**—ભક્તિ વ્યાપક છે અને શરણાગતિ તેની અંતર્ગત છે. જ્યાં નવધા ભક્તિનું વર્ણન આવ્યું છે, ત્યાં આત્મનિવેદન (શરણાગતિ)ને તેનું એક અંગ જણાવ્યું છે; જેમ કે—

**શ્રવણં કીર્તનં વિષ્ણોઃ સ્મરણં પાદસેવનમ્ ।**
**અર્ચનં વન્દનં દાસ્યં સખ્યમાત્મનિવેદનમ્ ॥**

(શ્રીમદ્ભા૦ ૭/૫/૨૩) ॥ ૧૮૭ ॥

**પ્રશ્ન—ભક્તિ બધાં જ સાધનોના અંતમાં તો છે પણ આરંભમાં કેવી રીતે છે?**

**ઉત્તર**—મનુષ્યનું જ્યારે સાંસારિક આકર્ષણ છૂટે છે અને પરમાત્મામાં આકર્ષણ થાય છે, ત્યારે જ તે સાધનમાં લાગે છે. પરમાત્મામાં આકર્ષણ થયા વિના સાધન થશે જ કેવી રીતે? આ આકર્ષણ જ ભક્તિ છે. તેથી ભક્તિ બધાં જ સાધનોના આરંભમાં પારમાર્થિક આકર્ષણના રૂપે રહે છે. ॥ ૧૮૮ ॥

**પ્રશ્ન—'રામાયણ'માં કાકભુશુણ્ડિજી ભક્તિને સર્વોપરી માને છે અને 'યોગવાશિષ્ઠ'માં તેઓ જ્ઞાનને સર્વોપરી માને છે, અમારે કોને યોગ્ય માનવું?**

**ઉત્તર**—ઊંડો વિચાર કરીશું તો તત્ત્વ એક જ છે. સંસારથી સંબંધ-વિચ્છેદ (મુક્તિ) કરવામાં જ્ઞાન અને ભક્તિ—બન્નેમાં કોઈ ફરક નથી, માત્ર દૃષ્ટિકોણ (સાધન-દૃષ્ટિ)નો ફરક છે—

**ભગતિહિ ગ્યાનહિ નહિં કછુ ભેદા । ઉભય હરહિં ભવ સંભવ ખેદા ॥**

(માનસ, ઉત્તર૦ ૧૧૫/૭)

પ્રેમના વિના જ્ઞાન શૂન્યતામાં ચાલ્યું જાય છે અને જ્ઞાનના વિના પ્રેમ આસક્તિમાં ચાલ્યો જાય છે. જ્ઞાનના કરતાં ભક્તિ સુગમ પણ છે અને શ્રેષ્ઠ પણ. ભગવાનની કૃપાનો આશ્રય હોવાથી એ સુગમ છે અને પ્રેમ હોવાથી શ્રેષ્ઠ છે ॥ ૧૮૯ ॥

**પ્રશ્ન—મુક્તિ થયા પછી જે દાસ્ય, સખ્ય, વાત્સલ્ય અને માધુર્ય ભાવ થાય છે, તે કયા આધાર પર થાય છે?**

**ઉત્તર**—અગાઉના (સાધનાવસ્થાના) સંસ્કારને લીધે થાય છે. ॥ ૧૯૦ ॥

**પ્રશ્ન—ભગવાન વિરહ કેમ આપે છે?**

**ઉત્તર**—ભગવાન વિરહ એટલા માટે આપે છે કે ભક્ત પોતાનામાં પ્રેમની કમી અનુભવ કરે અને કમી અનુભવ કરવાથી પ્રેમ વધે; કેમ કે વિરહના વિના પ્રેમ પ્રતિક્ષણ વર્ધમાન નથી થતો. ભગવાન ભક્તને તે આનંદનો અનુભવ કરાવવા ચાહે છે, જે તેમની ભીતર છે. ॥ ૧૯૧ ॥

**પ્રશ્ન—શરીર ચિન્મય કેવી રીતે થાય છે? જેમ કે મીરાબાઈનું શરીર ચિન્મય થઈને ભગવાનના શ્રીવિગ્રહમાં લીન થઈ ગયું?**

**ઉત્તર**—જ્યારે ભગવાનના પ્રત્યે ભક્તની આત્મીયતા ઘણી પ્રગાઢ થઈ જાય છે, ત્યારે તેનું શરીર પણ ચિન્મય થઈ જાય છે. તેની ભીતરનો ભાવ એટલો દૃઢ થઈ જાય છે કે તે મન-બુદ્ધિ-શરીરમાં ઉતરી આવે છે. શરીર ચિન્મય થવાથી તે ભગવાનના અવતારી શરીરની માફક થઈ જાય છે. તેમાં કોઈ રોગ નથી આવતો. ॥ ૧૯૨ ॥

**પ્રશ્ન—શરીરનિર્વાહને માટે તો સંસાર પર નિર્ભર થવું જ પડે છે, પછી ભગવાન પર પૂર્ણ નિર્ભરતા કેવી રીતે થાય?**

**ઉત્તર**—જેમ બાળક રમકડાંથી રમે છે પણ તેની નિર્ભરતા મા પર જ હોય છે, એ જ પ્રમાણે વ્યવહારમાં અન્યની નિર્ભરતા હોવા છતાં પણ પોતાની પૂર્ણ નિર્ભરતા ભગવાન પર જ હોવી જોઈએ. વાસ્તવમાં શરીરનો નિર્વાહ સંસાર પર નિર્ભર થવાથી નથી થતો, બલ્કે પ્રારબ્ધના અનુસાર થાય છે. ॥ ૧૯૩ ॥

—■—

# ભગવાન

**પ્રશ્ન—ભગવાનની આવશ્યકતા કેમ છે?**

**ઉત્તર**—પોતાનામાં કમી માનીએ છીએ, એટલા માટે છે. આપણને કોઈ એવા સાથી જોઈએ, જે આપણને પ્રેમ કરે, આપણને આશ્રય આપે અને કદી આપણાથી વિખૂટો ન પડે, સદા સાથે રહે. એવો સાથી ઈશ્વર જ હોઈ શકે છે. આશય એ છે કે આપણને પ્રેમને માટે ઈશ્વરની આવશ્યકતા છે. આ આવશ્યકતાની પૂર્તિ ન સ્વયંથી થઈ શકે છે, ન સંસારથી. આની પૂર્તિ ઈશ્વરથી જ થઈ શકે છે. ॥ ૧૯૪ ॥

**પ્રશ્ન—ઈશ્વરની આવશ્યકતા કેવી રીતે જાગ્રત થાય?**

**ઉત્તર**—પ્રેમનો ઉદ્દેશ્ય થવાથી અને સંસારની મમતા-આસક્તિ છૂટવાથી ઈશ્વરની આવશ્યકતા જાગ્રત થશે. ॥ ૧૯૫ ॥

**પ્રશ્ન—શાસ્ત્ર અને સંત પરમાત્માનું અલગ અલગ વર્ણન કરે છે. કોઈ શું કહે છે, કોઈ શું, પછી કોની વાત માનવી?**

**ઉત્તર**—પરમાત્મા શું છે—આને કોઈ જાણતું નથી. તેઓ સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર સર્વ કાંઈ છે. તેમના વિષયમાં જે કંઈ કહેવામાં આવ્યું છે, તે પોતાની સમજને માટે છે અને પ્રક્રિયા-ભેદથી છે.

અત્યાર સુધી પરમાત્માનું જેટલું વર્ણન થયું છે, તે બધેબધું મળીને પણ પરમાત્માનું પૂરું વર્ણન નથી. જો પૂરું વર્ણન થઈ જાય તો પરમાત્મા અસીમ નહિ રહેશે, સીમિત થઈ જશે! બધા જ લોકો પોતપોતાના મત તેમ જ સંપ્રદાયના અનુસાર પરમાત્માનું વર્ણન કરે છે. પરમાત્માનો દયા ભરેલો કાયદો પણ છે કે તેમના કોઈ પણ અંગ (નામ, રૂપ, ગુણ, લીલા, ધામ)ને પકડવાથી તેમની પ્રાપ્તિ થઈ જાય છે.

સાધકે માત્ર એટલી જ વાત માની લેવી જોઈએ કે 'પરમાત્મા છે.' તેઓ કેવા છે? કેવા રૂપવાળા છે? ક્યાં રહે છે? શું કરે છે? વગેરે બાબતો પર સાધક બુદ્ધિ લડાવશે તો ઝઘડો પેદા થઈ જશે, એક નવી મુશ્કેલી ઊભી થશે. પરંતુ 'પરમાત્મા છે' એવું માની લેવાથી બધાની સાથે સમન્વય થઈ જશે. પ્રહ્‌લાદજીએ નરસિંહરૂપનું ચિંતન-ધ્યાન

નહિ કર્યું હતું, તેમને ઈષ્ટ નહિ માન્યા હતા. તેમણે દૃઢતાથી એ જ માની લીધું કે 'ભગવાન છે અને તે જ મારા પોતાના છે.' આવી રીતે ગજેન્દ્રે પણ ભગવાનને એ જ માનીને પોકાર્યા કે 'કોઈ એક ઈશ્વર છે' ॥ ૧૯૬ ॥

**પ્રશ્ન—જ્યારે પરમાત્માનું વર્ણન કોઈ કરી શકતું જ નથી તો પછી શાસ્ત્રોમાં, સંતવાણીમાં પરમાત્માનું જે વર્ણન આવ્યું છે, તેની સાર્થકતા શું થઈ?**

**ઉત્તર**—જેવું વર્ણન થયું છે, તેવું માનીને સાધન કરવાથી પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે, એટલા માટે તે વર્ણન ઉપયોગી છે. ॥ ૧૯૭ ॥

**પ્રશ્ન—ભગવાન પર વિશ્વાસ કેવી રીતે દૃઢ થાય?**

**ઉત્તર**—વિવેકવિરોધી વિશ્વાસનો ત્યાગ કરવાથી ભગવાનનો વિશ્વાસ દૃઢ થઈ જાય છે. વિશ્વાસ, સંબંધ અને કર્મ—એ ત્રણેય વિવેકવિરોધી નહિ હોવા જોઈએ. સંસાર પર વિશ્વાસ કરવો વિવેકવિરોધી 'વિશ્વાસ' છે. સંસારને પોતાનો માનવો વિવેકવિરોધી 'સંબંધ' છે. શાસ્ત્રનિષિદ્ધ તથા સકામભાવથી કર્મ કરવાં વિવેકવિરોધી 'કર્મ' છે.

વિશ્વાસ વિવેકસમર્થિત નથી હોતો. જ્યાં વિવેકની મુખ્યતા છે, ત્યાં વિશ્વાસ નથી હોતો અને જ્યાં વિશ્વાસની મુખ્યતા છે, ત્યાં વિવેક નથી હોતો. ભગવાન પાસેથી પણ વિશ્વાસ જ માંગવો જોઈએ. વિશ્વાસના સિવાય બીજું કાંઈ પણ માંગવાની જરૂરત નથી. વિશ્વાસ પ્રેમનું સાધન છે! ભગવાન છે અને તે જ મારા પોતાના છે'—આ વિશ્વાસથી પ્રેમ થઈ જાય છે. ॥ ૧૯૮ ॥

**પ્રશ્ન—ભગવાન દયાળુ છે કે ન્યાયકારી?**

**ઉત્તર**—ભગવાન સંસારની દૃષ્ટિથી 'ન્યાયકારી' છે, જ્ઞાનની દૃષ્ટિથી 'ઉદાસીન' છે અને ભક્તિની દૃષ્ટિથી 'દયાળુ' છે. ભગવાન ત્રણે છે અને ત્રણેથી રહિત પણ છે; ફરક આપણી દૃષ્ટિમાં છે.

ભગવાનમાં પરસ્પર વિરોધી બધા ભાવ રહે છે.[1] તેઓ દયાળુ પણ છે, ઉદાસીન પણ છે, પક્ષપાતી પણ છે, સર્વ કાંઈ છે. તેમને આપણે પોતાની બુદ્ધિથી સમજી શકતા જ નથી! ભક્તોના ભાવથી ભગવાનનો પણ ભાવ બદલાઈ જાય છે. ભગવાનના ભાવોને કોઈ કહી શકતું નથી. કહેવું તો દૂર રહ્યું, વિચારી પણ નથી શકતા! તેઓ બધી રીતે અનંત, અપાર, અસીમ છે!

કોઈ વસ્તુના વિષયમાં 'તે કેવી છે, કેવી નથી'—એ વિચાર ત્યારે કરવામાં આવે છે, જ્યારે આપણે તેનો ત્યાગ કરવામાં સમર્થ હોઈએ. પરમાત્માનો ત્યાગ કોઈ કરી જ નથી શકતું. પછી તેઓ કેવા છે, કેવા નથી—એવો વિચાર કરવાની શું જરૂરત! તેઓ ગમે તેવા પણ હોય પણ તેઓ આપણા છે.[2] ॥ ૧૯૯ ॥

**પ્રશ્ન—એક મંદિરમાં ચોર મૂર્તિ ચોરવા આવ્યો તો ત્યાંના પૂજારીએ કહ્યું કે જીવતેજીવત મૂર્તિ નહિ લઈ જવા દઈશ. સંઘર્ષ થયો તો પૂજારી માર્યો ગયો. ભગવાને પૂજારીની રક્ષા કેમ નહિ કરી?**

**ઉત્તર**—એ પૂજારીની હઠ હતી, પ્રેમ નહિ. ભગવાન હઠથી પ્રકટ નથી થતા, બલ્કે પ્રેમથી થાય છે—

**હરિ બ્યાપક સર્બત્ર સમાના। પ્રેમ તેં પ્રગટ હોહિં મૈં જાના॥**

(માનસ, બાલ૰ ૧૮૫/૩)

---

૧. **યે ચૈવ સાત્ત્વિકા ભાવા રાજસાસ્તામસાશ્ચ યે।**
**મત્ત એવેતિ તાન્વિદ્ધિ ન ત્વહં તેષુ તે મયિ॥** (ગીતા ૭/૧૨)

'જેટલા પણ સાત્ત્વિક ભાવ છે અને જેટલા પણ રાજસ તથા તામસ ભાવ છે, તે બધા મારાથી જ થાય છે—એવું તેમને સમજો. પરંતુ હું તેમનામાં અને તેઓ મારામાં નથી.'

૨. **અસુન્દરઃ સુન્દરશેખરો વા ગુણૈર્વિહીનો ગુણિનાં વરો વા।**
**દ્વેષી મયિ સ્યાત્ કરુણામ્બુધિર્વા શ્યામઃ સ એવાદ્ય ગતિર્મમાયમ્॥**

'મારા પ્રિયતમ શ્રીકૃષ્ણ અસુંદર હોય કે સુંદર-શિરોમણિ હોય, ગુણહીન હોય કે ગુણીઓમાં શ્રેષ્ઠ હોય, મારા પ્રત્યે દ્વેષ રાખતા હોય કે કરુણાસિંધુરૂપે કૃપા કરતા હોય, તેઓ ગમે તેવાય હોય, મારી તો તેઓ જ એકમાત્ર ગતિ છે.'

પૂજારી મરી ગયો તો ભગવાને પાપોથી તેની રક્ષા કરી અર્થાત્ તેનાં પાપ નાશ પામી ગયાં. ઘણું કરીને ઘટના સાંભળવામાં કંઈ મળે છે તથા ખરેખરી કંઈ હોય છે. ખરેખર શું વાત થઈ—એની શી ખબર?

કયા પ્રસંગમાં ભગવાનનું શું હિત ભર્યું છે—એને આપણી બુદ્ધિ નથી પકડી શકતી. જો આપણે પોતાની બુદ્ધિથી ભગવાનની પરીક્ષા કરીશું તો ભગવાન ફેઈલ થઈ જશે! એટલા માટે પોતાની બુદ્ધિથી પકડવાની ચેષ્ટા ન કરવી, બલ્કે પોતાની બુદ્ધિને તેમને અર્પિત કરી દેવી કે ભગવાન જે કંઈ કરે છે, તેમાં તેમની કૃપા અને સૌનું હિત ભર્યું હોય છે. ॥ ૨૦૦ ॥

**પ્રશ્ન—એવા પ્રસંગો વાંચવા-સાંભળવામાં આવે છે કે ક્યારેક તો ભગવાન સંકટથી રક્ષા કરી દે છે, ક્યારેક રક્ષા નથી કરતા, આનું શું કારણ છે?**

**ઉત્તર**—ભગવાન પ્રારબ્ધનો ભોગ કરાવડાવે છે. પ્રારબ્ધ હોય છે તો ભગવાન રક્ષા કરી દે છે અને પ્રારબ્ધ નથી હોતું તો રક્ષા નથી કરતા. પ્રારબ્ધભોગનું વિધાન ભગવાન કરે છે.

ભક્તિની દૃષ્ટિથી જોઈશું તો જેમ મા ક્યારેક વહાલ કરે છે, ક્યારેક તમાચો મારી દે છે તો બન્નેમાં માની સરખી કૃપા છે, એમ જ ભગવાન રક્ષા કરે કે ન કરે, બન્નેમાં તેમની કૃપા સરખી છે. ॥ ૨૦૧ ॥

**પ્રશ્ન—જ્યારે ભગવાન સૌની રક્ષા કરનારા છે તો પછી સંસારમાં હિંસા કેમ થાય છે?**

**ઉત્તર**—ભગવાન તો હિંસા કરનારાના હૃદયમાં બીજાની રક્ષાની પ્રેરણા કરે છે પણ કામના તીવ્ર હોવાને કારણે તેઓ ભગવાનનો અવાજ સાંભળવા પામતા નથી. ॥ ૨૦૨ ॥

**પ્રશ્ન—જ્યારે ભગવાન સૌનું પાલન-પોષણ કરે છે તો પછી માણસ ભૂખ્યા કેમ મરે છે?**

**ઉત્તર**—એ તેમનું પ્રારબ્ધ છે. ભગવાન તેમને માટે અન્નની જરૂરિયાત નથી માનતા. જેમ કે વૈદ્ય રોગીને માટે અન્ન લેવાની મનાઈ

કરી દે છે તો તેનો ઉદ્દેશ્ય રોગીને નીરોગી બનાવવાનો છે. તાત્પર્ય એ થયું કે ભૂખથી તેવા જ મનુષ્ય મરે છે, જેમનું જીવવું ભગવાન આવશ્યક નથી સમજતા. ખરેખર તો જરૂરી વસ્તુ ફક્ત ભગવાન જ છે. ભૂખથી મરવું પણ એક સાધન છે, જેનાથી જૂનાં પાપોનું પ્રાયશ્ચિત થાય છે.

આપણે પોતાની દૃષ્ટિથી જોઈએ છીએ કે ભગવાને આવું કરવું જોઈએ, આવું નહિ પણ ભગવાન આપણાથી વધારે જાણે છે, આપણાથી વધારે દયાળુ છે અને આપણાથી વધારે સમર્થ છે. ॥ ૨૦૩ ॥

**પ્રશ્ન—પરમ ઉદાર ભગવાનના રહેવા છતાં લોકો અભાવગ્રસ્ત કેમ છે?**

**ઉત્તર**—લોકો નાશવંત પદાર્થોને નથી છોડતા તો ભગવાનની ઉદારતા શું કરે? કોઈ ગંગાજીની પાસે જાય જ નહિ, પાણી પીએ જ નહિ તો ઠંડક કેવી રીતે મળે? જ્યાં સુધી નાશવંતનું આકર્ષણ નાશ પામતું નથી, ત્યાં સુધી મનુષ્ય ભગવાનની ઉદારતાને અપનાવી શકતો નથી. ॥ ૨૦૪ ॥

**પ્રશ્ન—ભગવાન કહે છે કે બધી ઈન્દ્રિયોથી હું જ ગ્રહણ થાઉં છું.[૧] ઈન્દ્રિયોથી તો વિષય (જડ) જ ગ્રહણ થશે, પરમાત્મા (ચેતન) કેવી રીતે ગ્રહણ થશે?**

**ઉત્તર**—આવું ભગવાન સાધકની ભીતર જડતાની માન્યતા હટાવવાને માટે કહે છે. ભગવાનના કથનનો આશય એ છે કે જડ નથી, હું જ છું. સાધક મારા સિવાય બીજા કોઈને સત્તા ન આપે. ॥ ૨૦૫ ॥

**પ્રશ્ન—સંત કહે છે કે અમને તરસ લાગે છે તો જળરૂપે, ભૂખ લાગે છે તો અન્નરૂપે ભગવાન આવે છે પણ જળ, અન્ન વગેરે તો જડ તથા પરિવર્તનશીલ છે?**

---

૧. **મનસા વચસા દૃષ્ટ્યા ગૃહ્યતેઽન્યૈરપીન્દ્રિયૈઃ ।**
**અહમેવ ન મત્તોઽન્યદિતિ બુધ્યધ્વમઞ્જસા ॥** (શ્રીમદ્ભા૦ ૧૧/૧૩/૨૪)

'મનથી, વાણીથી, દૃષ્ટિથી તથા અન્ય ઈન્દ્રિયોથી જે કંઈ (શબ્દાદિ વિષય) ગ્રહણ કરવામાં આવે છે, તે બધું હું જ છું. તેથી મારા સિવાય બીજું કાંઈ પણ નથી—એ સિદ્ધાંત તમે વિચારપૂર્વક જલદી માની લેશો એટલે કે સ્વીકારીને અનુભવી લેશો.'

**ઉત્તર**—આપણે પોતાને શરીર માનીને વસ્તુ ચાહીએ છીએ તો ભગવાન પણ તેવા જ બનીને આવે છે. આપણે અસત્‌માં સ્થિત થઈને જોઈએ છીએ તો ભગવાન પણ અસત્‌રૂપે જ દેખાય છે. આપણે જેવું જોવા ચાહીએ છીએ, ભગવાન તેવા જ દેખાય છે; કેમ કે ભગવાનનો સ્વભાવ છે—**'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્'** (ગીતા ૪/૧૧) 'જેઓ જેવી રીતે મારું શરણું લે છે, હું તેમને તેવી રીતે આશ્રય આપું છું. ॥ ૨૦૬ ॥

**પ્રશ્ન—ભગવાન તો સુખના સાગર છે, પછી તેમને સુખ આપવાનો, તેમની સેવા કરવાનો ભાવ શા માટે રાખવો?**

**ઉત્તર**—માતાઓ સંતોની સેવા કરે છે, તેમને ભિક્ષા આપે છે તો એવા ભાવથી નથી આપતી કે તેમની પાસે ખાવાને કાંઈ નથી, બલ્કે એવા ભાવથી આપે છે કે અમારા દ્વારા પણ મહારાજની કાંઈ સેવા થઈ જાય! અમારી વસ્તુ પણ મહારાજની સેવામાં વપરાઈ જાય! આવી રીતે ભક્તમાં પણ સ્વાભાવિક જ ભગવાનની સેવા કરવાનો, તેમને સુખ આપવાનો ભાવ રહે છે; કેમ કે તે સ્વયં પણ ભગવાનનો છે અને તેનાં શરીર, ઈન્દ્રિયો, મન, બુદ્ધિ પણ ભગવાનનાં છે. ॥ ૨૦૭ ॥

**પ્રશ્ન—જેણે ખરેખર કર્મ નથી કર્યું, ફક્ત ભૂલથી પોતાને કર્તા માની લીધો, તેને જ્યારે અલ્પજ્ઞ ન્યાયાધીશ પણ દંડ વગેરે ફળ નથી આપતો તો પછી સર્વજ્ઞ ઈશ્વર કેમ આપે છે?**

**ઉત્તર**—ઈશ્વર દંડ નથી આપતા. જે કર્તા બને છે તે જ ભોક્તા બને છે. તે પોતાની ભૂલનું જ ફળ ભોગવે છે. ॥ ૨૦૮ ॥

**પ્રશ્ન—આપણે ભગવાનથી વિમુખ થઈને સંસારની સન્મુખ થઈ જઈએ છીએ તો ભગવાન આપણી સંસારની સન્મુખતા કેમ છોડાવી દેતા નથી?**

**ઉત્તર**—કારણ કે ભગવાને આપણને સ્વતંત્રતા આપી દીધી છે. જો તેઓ સ્વતંત્રતા ન આપે તો આપણે પશુ-પક્ષીની માફક જ હોત. એ સ્વતંત્રતાનો દુરુપયોગ કરીને આપણે સંસારને પોતાનો માની

લીધો. ॥ ૨૦૯ ॥

**પ્રશ્ન—આપણે મળેલી સ્વતંત્રતાનો દુરુપયોગ કરીએ છીએ તો ભગવાન તે સ્વતંત્રતા પાછી કેમ નથી લઈ લેતા?**

**ઉત્તર**—જ્યાં સુધી આપણે સ્વતંત્રતા ચાહીએ છીએ, ત્યાં સુધી ભગવાન તેને લેશે નહિ. આપેલી વસ્તુને પાછી લેવાનો અધિકાર નથી. આ કાર્ય સજ્જનોનું નથી બલ્કે ડાકુઓનું છે. હા, જો આપણે પોતાની સ્વતંત્રતા તેમને આપી દઈએ એટલે કે પોતેપોતાને તેમને અર્પિત કરી દઈએ, તેમને શરણાગત થઈ જઈએ તો તેઓ તેને લઈ લેશે એટલે કે આપણને મુક્ત કરીને ભક્ત બનાવી લેશે. ॥ ૨૧૦ ॥

**પ્રશ્ન—ભગવાન સર્વ કાંઈ આપે છે પણ પોતાને છુપાવીને આપે છે—આમ કેમ?**

**ઉત્તર**—વ્યવહારમાં એવું જોવામાં આવે છે કે આપનારો પોતાનામાં મોટાઈનો અનુભવ કરે છે અને લેનારો તુચ્છતાનો. ભગવાન પોતાનામાં મોટાઈ અને લેનારમાં તુચ્છતા નથી આવવા દેતા, એટલા માટે પોતાને છુપાવીને આપે છે. ભગવાન જીવને તત્ત્વજ્ઞાન, મુક્તિ આપીને પોતાના સમાન બનાવી લે છે, છતાં પણ પોતાને છુપાવીને રાખે છે. ॥ ૨૧૧ ॥

**પ્રશ્ન—સંત કહે છે કે આપનારા પણ ભગવાન છે અને લેનારા પણ ભગવાન છે. લેનારા ભગવાન કેવી રીતે?**

**ઉત્તર**—ભગવાને જીવમાત્રને પોતાનામાંથી જ પ્રકટ કર્યા છે, એટલા માટે લેનારા પણ તેઓ જ છે. વાસ્તવમાં એક ભગવાનના સિવાય બીજું કાંઈ છે જ નહિ—**'વાસુદેવઃ સર્વમ્'** (ગીતા ૭/૧૯) ॥ ૨૧૨ ॥

**પ્રશ્ન—કણકણમાં ભગવાન છે અને કણકણ ભગવાન જ છે—બન્નેમાં શું ફેર છે?**

**ઉત્તર**—કણકણમાં ભગવાન છે—એ માન્યતા છે અને ભગવાન જ છે—એ વાસ્તવિકતા છે. ॥ ૨૧૩ ॥

**પ્રશ્ન—'નારદભક્તિસૂત્ર'માં આવ્યું છે કે ઈશ્વરનો પણ**

**અભિમાનથી દ્વેષ છે—'ઈશ્વરસ્યાપ્યભિમાનદ્વેષિત્વાદ્' (૨૭). ઈશ્વરમાં દ્વેષભાવ કેવી રીતે?**

**ઉત્તર**—ભગવાનને અભિમાનથી દ્વેષ છે, અભિમાનીથી નહિ. 'દ્વેષ' હોવાનો આશય એ છે કે તેમને અભિમાન ગમતું નથી; કેમ કે અભિમાનથી ભક્તનું ઘણું અનિષ્ટ થાય છે. ભગવાનમાં ભક્તનું હિત કરનારી દયા છે, રાગ-દ્વેષવાળો દ્વેષ નથી—**'સમોઽહં સર્વભૂતેષુ ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ'** (ગીતા ૯/૨૯) ॥ ૨૧૪ ॥

**પ્રશ્ન—સંસાર પોતાનો નથી પણ ભગવાન પોતાના છે—એવું માનવાથી ભગવાન પાસે કાંઈક આશા, અપેક્ષા રહી શકે છે. જો એવું માનીએ કે ન સંસાર પોતાનો છે, ન ભગવાન પોતાના છે તો?**

**ઉત્તર**—ભગવાન પોતાના છે પણ લેવાને માટે પોતાના નથી. ફક્ત ભગવાન જ પોતાના છે—એવું માનવાથી બીજી સત્તા નહિ રહેશે અને બીજી સત્તા ન રહેવાથી કોઈ પણ ચાહના નહિ રહેશે. ભગવાનના સિવાય બીજી સત્તા રહેવાથી જ ઇચ્છા થાય છે. જ્યારે ભગવાન જ મારા છે તો પછી બીજી ઇચ્છા કેવી રીતે રહેશે?

કોઈ પણ પોતાનું નથી, ન સંસાર, ન પરમાત્મા—એવું માનવાથી સાધક જ્ઞાનમાર્ગમાં ચાલ્યો જશે. તેથી તેની મુક્તિ તો થઈ જશે પણ પ્રેમની પ્રાપ્તિ નહિ થશે. ॥ ૨૧૫ ॥

**પ્રશ્ન—ભગવાન પોતાને માટે છે—એવું કહેવાનો શું આશય છે?**

**ઉત્તર**—ભગવાન કાંઈ લેવાને માટે પોતાના નથી, બલ્કે આપવાને માટે પોતાના છે. એટલા માટે ભગવાન પાસેથી કાંઈ ચાહવાનું નથી, બલ્કે ભગવાનને જ ચાહવાના છે. આશય એ છે કે ભગવાન પોતાને માટે છે—પોતાને આપવાને માટે અને ભગવાનને લેવાને માટે. પોતાની કમીની પૂર્તિ ભગવાનના સિવાય બીજા કોઈથી નથી થઈ શકતી, એટલા માટે ભગવાન પોતાને માટે છે. ॥ ૨૧૬ ॥

**પ્રશ્ન—જે જેવો વ્યવહાર કરે તેની સાથે તેવો વ્યવહાર**

**કરવાનું સંતોએ તુચ્છ જણાવ્યું છે, પછી ભગવાનનાં કહેલાં 'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્' (ગીતા ૪/૧૧) આવાં વચનોનો શો આશય છે?**

**ઉત્તર**—ભગવાનનાં એ વચન (યથા-તથા) ક્રિયાના વિષયમાં છે, ભાવના વિષયમાં નથી. ભાવમાં તો ભગવાનનો બધાના પ્રત્યે સમાન પ્રેમભાવ છે. મનુષ્યોના યથા-તથામાં તો સ્વાર્થભાવ રહે છે પણ ભગવાનના યથા-તથામાં સ્વાર્થભાવ નથી, બલ્કે એ ભગવાનની મહત્તા છે કે ક્યાં જીવ અને ક્યાં ભગવાન, છતાં પણ તેઓ જીવને પોતાની બરાબર (મિત્ર) બનાવે છે! આશય છે કે ભગવાનમાં મોટાઈનો ભાવ (અભિમાન) નથી. ॥ ૨૧૭ ॥

**પ્રશ્ન—જગન્નાથના હોવા છતાં પણ પોતાનામાં અનાથપણાનો અનુભવ કેમ થાય છે?**

**ઉત્તર**—કારણ કે પોતે નાથ (માલિક) બની ગયા! જેમ બાળક માના વિના નથી રહી શકતું પણ લગ્ન થયા પછી જ્યારે તે પોતે માલિક બની જાય છે, ત્યારે તે પોતાની માના વિના પણ રહેવા લાગે છે. એમ જ જ્યારે માણસ ભગવાનના સિવાય અન્ય વસ્તુ કે વ્યક્તિને પોતાની માનીને પોતે માલિક બની જાય છે, ત્યારે તે પોતાના માલિક (ભગવાન)ને ભૂલી જાય છે અને ફોગટમાં દુ:ખ પામે છે. માત્ર ભગવાન જ પોતાના છે, બીજું કોઈ પણ પોતાનું નથી—એમ માનવાથી આપણું અનાથપણું દૂર થઈ જશે અને આપણે સનાથ થઈ જઈશું. ॥ ૨૧૮ ॥

**પ્રશ્ન—શું ભગવાન પ્રાણીમાત્રનું કલ્યાણ ચાહે છે?**

**ઉત્તર**—જેમ સાધક ભક્ત પ્રાણીમાત્રનું કલ્યાણ ચાહે છે, એમ ભગવાન બધાનું કલ્યાણ નથી ચાહતા. ભગવાનમાં પ્રાણીમાત્રના કલ્યાણની સામાન્ય ઇચ્છા હોય છે, ખાસ નહિ. જો તેમનામાં ખાસ ઇચ્છા થઈ જાય તો બધાનું કલ્યાણ થઈ જ જાય! ભગવાન સ્વાભાવિક જ કોઈનું અહિત નથી ચાહતા. કોઈનું અહિત ન ચાહવું જ તેમનું કલ્યાણ ચાહવું છે. આશય એ છે કે ભગવાનમાં શુભ ઇચ્છા હોય છે,

અશુભ ઈચ્છા હોતી જ નથી. જીવન્મુક્ત ભગવત્પ્રેમી, મહાપુરુષમાં પણ આ જ બાબત છે. તેમનામાં પણ બધાના કલ્યાણની સામાન્ય ઈચ્છા રહે છે. પરંતુ તેમનામાં કોઈ ખાસ પરિસ્થિતિમાં સામેવાળી વ્યક્તિના કલ્યાણની ખાસ ઈચ્છા હોઈ શકે છે. જેમ કે ચૈતન્ય મહાપ્રભુમાં જગાઈ-મધાઈના કલ્યાણની ખાસ ઈચ્છા થઈ ગઈ તો તેમનું કલ્યાણ થઈ ગયું. ॥ ૨૧૯ ॥



## ભગવત્કૃપા

**પ્રશ્ન—જે અનુકૂળ કે પ્રતિકૂળ પરિસ્થિતિ આવે છે, તેમાં પ્રારબ્ધ કારણ છે કે ભગવત્કૃપા? કર્મનું ફળ ભગવાન આપે છે તો તેમની કૃપા શું કામ આવી?**

**ઉત્તર**—અનુકૂળ-પ્રતિકૂળ પરિસ્થિતિ કર્મોનું ફળ છે પણ તેનું વિધાન કરનારા ભગવાન છે. જેમ કોઈ માણસ જંગલમાં જઈને દિવસભર મજૂરી કરે તો તેને પૈસા કોણ આપશે? પણ તે કોઈ માલિકના આદેશ પર મજૂરી કરે તો તેને માલિક પૈસા આપશે. એમ જ કર્મોના અનુસાર ફળ મળે છે પણ તે ફળને આપનારા ભગવાન છે; કેમ કે જડ હોવાને કારણે કર્મ પોતે ફળ આપવામાં અસમર્થ છે.

ભગવાન કૃપાની મૂર્તિ છે. તેમના દરેક વિધાનમાં કૃપા ભરેલી રહે છે. પરંતુ માત્ર પ્રારબ્ધની તરફ દૃષ્ટિ રહેવાથી અને કૃપાની તરફ દૃષ્ટિ ન રહેવાથી માણસ એ કૃપાથી લાભ નથી ઉઠાવી શકતો. જેમ વાછડો માના દૂધથી જેવો પુષ્ટ થાય છે, તેવો બીજા દૂધથી પુષ્ટ નથી થતો, એમ જ કૃપાની તરફ દૃષ્ટિ રહેવાથી જેવો લાભ થાય છે, તેવો પ્રારબ્ધની તરફ દૃષ્ટિ રહેવાથી લાભ નથી થતો.

પ્રારબ્ધ (કર્મોનું ફળ) તો નાશવંત છે પણ કૃપા અવિનાશી છે. જેમ રેતીમાં ખાંડ ભળેલી હોય તો ખાંડને રેતીથી અલગ નથી કરી શકતા. પરંતુ જેમ કીડી રેતીથી ખાંડને અલગ કરી લે છે, એમ જ

ભક્ત પ્રારબ્ધમાં પણ કૃપાને ઓળખી લે છે.

પરિસ્થિતિને કર્મોનું ફળ માનીશું તો અનુકૂળતામાં સુખ થશે અને પ્રતિકૂળતામાં દુઃખ થશે. પરંતુ ભગવાનની કૃપા માનીશું તો પરિસ્થિતિઓમાં આનંદ થશે. તેથી કૃપા માનવામાં વિશેષ લાભ છે.

મનુષ્ય પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કરીને પોતાનું કલ્યાણ કરી શકે છે—એ ભગવત્કૃપા છે. જો માણસ રડીને, આર્તભાવથી પ્રાર્થના કરે તો ભગવાન અશુભ કર્મનું ફળ (પ્રતિકૂળતા) માફ પણ કરી દે છે અને અચાનક વિવેક પણ આપી દે છે—એ તેમની કૃપા છે. ॥ ૨૨૦ ॥

**પ્રશ્ન—ભગવાન આપણી આવશ્યકતાની પૂર્તિ પ્રારબ્ધના અનુસાર કરે છે કે પ્રારબ્ધના વિના પોતાની કૃપાથી પણ કરે છે?**

**ઉત્તર**—ભક્તોની આવશ્યકતા ભગવાન પોતાની કૃપાથી પણ પૂરી કરી દે છે. સંત-મહાત્મા પણ પોતાની કૃપાથી બીજાની આવશ્યકતા પૂરી કરી શકે છે; જેમ ઝાડની કલમ પણ ફળ-ફૂલ આપી દે છે. ॥ ૨૨૧ ॥

**પ્રશ્ન—ધન વગેરે સાંસારિક વસ્તુની પ્રાપ્તિ ભગવાનની કૃપાથી થાય છે કે પ્રારબ્ધથી!**

**ઉત્તર**—નાશવંત વસ્તુઓની પ્રાપ્તિમાં કૃપાનો ઉપયોગ ખોટો છે. કૃપા તો ચિન્મયતાની પ્રાપ્તિમાં જ છે. જડતાની પ્રાપ્તિમાં તો પતન છે. અનુકૂળતાની પ્રાપ્તિ થવી અને પ્રતિકૂળતાનો નાશ થવો કૃપા નથી, બલ્કે કર્મફળ (પ્રારબ્ધ) છે. ભગવાનની કૃપા છે—જડતાથી વૃત્તિ હટીને ચિન્મયતામાં થઈ જાય, સાધનમાં લાગી જાય, સત્સંગમાં લાગી જાય. ॥ ૨૨૨ ॥

**પ્રશ્ન—ભગવાનની કૃપા તો બધા પર સમાનરૂપે છે, પછી બધાને તેનાથી સમાન લાભ કેમ નથી થતો?**

**ઉત્તર**—લાભ થાય છે ભગવત્કૃપાને સન્મુખ થવાથી—

**સનમુખ હોઇ જીવ મોહિ જબહીં । જન્મ કોટિ અઘ નાસહિં તબહીં ॥**

(માનસ, સુન્દર૦ ૪૪/૧)

જેમ ગંગાની પાસે રહીને પણ કોઈ તેમાં સ્નાન કરે જ નહિ,

પાણી પીએ જ નહિ તો તેને ગંગાથી લાભ કેવી રીતે થશે? એ જ પ્રમાણે ભગવાનની બધા પર સમાન કૃપા હોવા છતાં કોઈ તેની સન્મુખ ન થાય તો તેને લાભ કેવી રીતે થશે? ॥ ૨૨૩ ॥

**પ્રશ્ન—ભગવત્કૃપાની સન્મુખ થવું શું છે?**

**ઉત્તર**—કૃપાની સન્મુખ થવું છે—કૃપાનો સ્વીકાર કરવો, પોતાના પર ભગવાનની કૃપા માનવી, દરેક પરિસ્થિતિમાં તેમની કૃપાને જોતા રહેવું. ॥ ૨૨૪ ॥

**પ્રશ્ન—ભગવત્કૃપા અને સંતકૃપામાં શું ફરક છે?**

**ઉત્તર**—ભગવાનમાં તો યથા-તથા છે—**'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્'** (ગીતા ૪/૧૧), પરંતુ સંતોમાં યથા-તથા નથી. એટલા માટે ભગવાન તો સન્મુખ થવાથી કૃપા કરે છે પણ સંત બધા પર કૃપા કરે છે. કોઈ પ્રેમ રાખનારો હોય, દ્વેષ રાખનારો હોય, ઉદાસીન હોય, વિરુદ્ધ ચાલનારો હોય, દુઃખ દેનારો હોય, ગમે તેવું પ્રાણી કેમ ન હોય, સંતોની બધા પર સરખી કૃપા રહે છે.

ભગવાન પિતાની માફક કૃપા કરે છે અને સંત માતાની માફક. પિતાની કૃપામાં ન્યાય રહે છે અને માતાની કૃપામાં મોહ રહે છે. મોહના કારણે માતા ન્યાય નથી જોતી. સંતોમાં મોહ તો નથી રહેતો પણ પ્રેમ રહે છે. કારણ કે સંત ભુક્તભોગી હોય છે એટલે કે તેમણે સાંસારિક દુઃખોનો અનુભવ કરી લીધો હોય છે. એટલા માટે તેઓ જુએ છે કે પહેલાં અમે પણ આમ જ દુઃખી હતા, તેથી બીજાનું દુઃખ દૂર કરવાને માટે તેઓ વિશેષ કૃપા કરે છે. ॥ ૨૨૫ ॥

**પ્રશ્ન—સાધક પર ભગવાનની કૃપા આપમેળે થાય છે કે પ્રાર્થના કરવાથી?**

**ઉત્તર**—પોતાના અંતરની લાલસા જ પ્રાર્થના છે. સાધક પોતાના અંતરમાં આવશ્યકતાનો અનુભવ કરે છે અને પોતાની સ્થિતિમાં સંતોષ નથી કરતો તો આપમેળે કૃપાથી કામ થાય છે. અંતરમાં ભૂખ હોય તો કોઈ ને કોઈ ઉપાયથી ભગવાન પૂર્તિ કરી દે છે. ॥ ૨૨૬ ॥

**પ્રશ્ન—ભગવાનની બધા પર સરખી કૃપા છે તો તેઓ બધાને સત્સંગનો મોકો કેમ નથી આપતા?**

**ઉત્તર**—બધાને આપે છે પણ લાભ ઉઠાવવો તો આપણા હાથની વાત છે. તેઓ સત્સંગ ન પણ આપે પણ સત્પ્રેરણા બધાના હૃદયમાં કરે છે, બધાને ભાન કરાવે છે પણ માણસ ધ્યાન નથી આપતા. ॥ ૨૨૭ ॥

**પ્રશ્ન—ભગવાનની બધા પર સરખી કૃપા છે, પછી કૃપા દેખાતી કેમ નથી?**

**ઉત્તર**—ભોજન બધાને મળવા છતાં પણ વ્યક્તિ પોતાની ભૂખના અનુસાર જ ભોજન કરે છે. ભૂખ બધાની સરખી નથી હોતી. એવી રીતે ભગવાનની કૃપા બધા પર સરખી હોવા છતાં પણ ભગવાન પર જેટલી વધારે નિર્ભરતા હોય છે, તેટલી જ વધારે કૃપા પક્કડમાં આવે છે. ॥ ૨૨૮ ॥



## ભગવદ્દર્શન

**પ્રશ્ન—ભગવાનનાં દર્શન ક્યારે થાય છે?**

**ઉત્તર**—આમાં ત્રણ બાબતો છે—(૧) ક્યારેક વ્યાકુળતા હોય અને ક્યારેક નિશ્ચિંતતા હોય તો આમ થતાં થતાં ક્યારેક દર્શન થઈ જાય છે (૨) કાંઈ પણ ઈચ્છા ન હોય, ન સંસારની, ન પરમાત્માની, ત્યારે દર્શન થઈ જાય છે અને (૩) માત્ર વ્યાકુળતા થઈ જાય તો દર્શન થઈ જાય છે.

ભગવાનને આપણા દ્વારા કોઈ કામ લેવું હોય તો તેઓ પોતાની ઈચ્છાથી પણ દર્શન આપી દે છે. ભગવાન દર્શન આપે—એ આપણા હાથની વાત નથી પણ 'અમે ભગવાનના છીએ, ભગવાન અમારા છે'—એ માનવું આપણા હાથની વાત છે. જે હાથની વાત છે, તેને માની લઈશું તો પછી કોઈની જરૂરત નથી! ॥ ૨૨૯ ॥

**પ્રશ્ન—ભગવાનનાં દર્શનથી શું થાય છે?**

**ઉત્તર**—ભક્ત મુક્તિ, જ્ઞાન, પ્રેમ વગેરે જે ચાહે છે, તે બધું દર્શન કરવાથી મળી જાય છે. જો ભક્ત પોતાની માન્યતાનો આગ્રહ ન રાખે તો દર્શન થવાથી તેને તત્ત્વજ્ઞાન થઈ જશે.[૧] ભગવાનનો સ્વભાવ છે કે તેઓ કોઈની માન્યતા નથી તોડતા.

દર્શન થવાથી તત્ત્વજ્ઞાન થાય અથવા ન થાય, ભક્તમાં કોઈ કમી નથી રહેતી. જો ભક્ત ભગવાનને પરાયણ રહે છે તો તેને તત્ત્વજ્ઞાન કરાવવાની, તેની કમી દૂર કરવાની જવાબદારી ભગવાન પર હોય છે. ભક્તમાં તો ભગવાનને જાણવાની જિજ્ઞાસા જ નથી હોતી. ॥ ૨૩૦ ॥

**પ્રશ્ન—એવા કેટલાય સંત થયા છે, જેમણે ભગવાનનાં દર્શનને મહત્ત્વ નથી આપ્યું, આનું શું કારણ છે?**

**ઉત્તર**—વધુ પ્રેમ થવાથી દર્શનની ઇચ્છા જ નથી થતી. કારણ કે પ્રેમમાં એક રસ, માદકતા હોય છે, ભક્ત તેમાં મસ્ત રહે છે.

પ્રેમની અપેક્ષાએ દર્શન અનિત્ય હોય છે. પ્રેમ તો નિત્ય-નિરંતર રહે છે પણ દર્શન નિત્ય નથી થતાં. એટલા માટે ચતુર ભક્ત પ્રેમ જ ચાહે છે. સાચો રસ પ્રેમમાં જ છે, મળવા કે ન મળવામાં નહિ. જ્યાં સુધી પ્રેમાસ્પદને મળવાની ઇચ્છા છે, ત્યાં સુધી સાચો પ્રેમ જાગ્રત નથી થયો. સાચો પ્રેમ જાગ્રત થવાથી પ્રેમાસ્પદ મળે કે ન મળે, કોઈ ઇચ્છા નથી રહેતી. ॥ ૨૩૧ ॥

**પ્રશ્ન—શૂર્પણખા, દુર્યોધન, શકુનિ વગેરેએ ભગવાનનાં સાકાર રૂપ (શ્રીરામ અને શ્રીકૃષ્ણ)નાં દર્શન કર્યાં હતાં, છતાં તેમનામાં કામ-ક્રોધાદિ દોષ નષ્ટ કેમ નહિ થયા?**

**ઉત્તર**—ખરેખર તેમણે ભગવાનનાં દર્શન કર્યાં જ ન હતાં. તેઓ ભગવાન રામ અને કૃષ્ણને ઈશ્વરરૂપે ન માનીને મનુષ્યરૂપે જ જોતા હતા, પછી ઈશ્વર-દર્શન કેવું? તેમના અંતરમાં ઈશ્વરભાવ અથવા

---

૧. **મમ દરસન ફલ પરમ અનૂપા। જીવ પાવ નિજ સહજ સરૂપા॥**
(માનસ, અરણ્ય૦ ૩૬/૫)

ભક્તિભાવ હતો જ નહિ. તેથી તેમને ઈશ્વરરૂપે ઈશ્વર નહિ મળ્યા. સઘળું જગત પણ ઈશ્વરૂપ જ છે પણ માણસ માને ક્યાં છે! ॥ ૨૩૨ ॥

**પ્રશ્ન—પરમાત્મપ્રાપ્તિમાં કોઈ કારક યા કર્તા નથી ચાલતા; પરંતુ સંતોના દ્વારા બીજાને ભગવાનનાં દર્શન કરાવવાની વાત પણ આવે છે, આમાં શું કારણ છે?**

**ઉત્તર**—આ બાબત લોકોની દૃષ્ટિથી કહેવામાં આવી છે, વાસ્તવિક નથી. ભગવાનનાં દર્શન કરવાં અને કરાવવાં હાથની વાત નથી. ભગવાન કૃપાપૂર્વક પોતાની મરજીથી જ દર્શન આપે છે—

**સોઈ જાનઈ જેહિ દેહુ જનાઈ। જાનત તુમ્હહિ તુમ્હહિ હોઈ જાઈ॥**
**તુમ્હરિહિ કૃપાઁ તુમ્હહિ રઘુનંદન। જાનહિં ભગત ભગત ઉર ચંદન॥**

(માનસ, અયોધ્યા૦ ૧૨૭/૨)

કર્તા તો સ્વતંત્ર હોય છે—**'સ્વતંત્રઃ કર્તા'** (પાણિ૦ અ૦ ૧/૪/૫૪), જ્યારે કે ભગવદ્દર્શન કરાવવાવાળો સ્વતંત્ર નથી હોતો. ભગવાનને પ્રાર્થના થઈ શકે છે પણ તેમના પર શાસન નથી થઈ શકતું. જો પોતાની ઈચ્છા હોય તો સંતોની કૃપા ભગવદ્દર્શનમાં સહાયક થઈ શકે છે. ॥ ૨૩૩ ॥

**પ્રશ્ન—ભગવાનનાં દર્શન થાય અને તેઓ કહે કે વરદાન માંગો પણ કંઈ માંગીએ નહિ તો શું ફળ હશે?**

**ઉત્તર**—માંગવાથી વસ્તુની સાથે સંબંધ થાય છે અને ન માંગવાથી ભગવાનની સાથે સંબંધ થાય છે. તેથી જે કાંઈ નથી માંગતો, તેને ભગવાન પોતે પોતાને આપી દે છે એટલે કે તેને આધીન થઈ જાય છે! ॥ ૨૩૪ ॥

**પ્રશ્ન—ભગવાનનાં દર્શન થવાથી ભક્ત સ્તુતિ કરે છે કે સ્તુતિ થાય છે!**

**ઉત્તર**—સ્તુતિ કરતો નથી, બલ્કે સ્તુતિ થાય છે. ॥ ૨૩૫ ॥

—■—

# ભગવત્પ્રાપ્તિ

**પ્રશ્ન—જ્યારે ભગવત્પ્રાપ્તિને માટે જ મનુષ્ય-શરીર મળ્યું છે તો પછી ભગવત્પ્રાપ્તિ કેમ અઘરી લાગે છે?**

**ઉત્તર**—ભોગોમાં આસક્તિ રહેવાને કારણે! ભગવત્પ્રાપ્તિ અઘરી નથી, ભોગોની આસક્તિનો ત્યાગ અઘરો છે. ॥ ૨૩૬ ॥

**પ્રશ્ન—ભગવત્પ્રાપ્તિ અઘરી કહીએ કે ભોગાસક્તિનો ત્યાગ અઘરો કહીએ, વાત તો એક જ થઈ?**

**ઉત્તર**—નહિ, ઘણો મોટો ફરક છે. ભગવત્પ્રાપ્તિને અઘરી માનવાથી સાધક શ્રવણ, મનન, જપ, સ્વાધ્યાય વગેરેમાં જ તીવ્રતાથી મંડશે અને ભોગાસક્તિના ત્યાગની તરફ ધ્યાન નહિ આપશે. ખરેખર તો ભગવાન તો પ્રાપ્ત જ છે, માત્ર સંસારના સંબંધનો ત્યાગ કરવાનો છે. ॥ ૨૩૭ ॥

**પ્રશ્ન—સંસારના સંબંધનો ત્યાગ કેવી રીતે થશે?**

**ઉત્તર**—તીવ્ર જિજ્ઞાસા થાય અથવા આર્તભાવથી રડીને પ્રાર્થના કરવામાં આવે તો સંસારનો સંબંધ છૂટી જશે. ભગવાનની કૃપાથી ક્યારેક અચાનક વિવેક જાગ્રત થઈ જશે અને સંસારની આસક્તિ છૂટી જશે. ॥ ૨૩૮ ॥

**પ્રશ્ન—ભગવત્પ્રાપ્તિ સુગમ કેવી રીતે છે?**

**ઉત્તર**—ભગવાન નિત્યપ્રાપ્ત છે. તેઓ પ્રત્યેક દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, અવસ્થા, પરિસ્થિતિ અને ઘટનામાં પરિપૂર્ણ છે. તેમની પ્રાપ્તિ જડતા (શરીર-સંસાર)ના દ્વારા નથી થતી, બલ્કે જડતાના ત્યાગથી થાય છે. પરંતુ નાશવંત સંસારની તરફ દૃષ્ટિ રહેવાથી, નાશવંત સુખની આસક્તિ રહેવાથી નિત્યપ્રાપ્ત પરમાત્માનો અનુભવ નથી થતો. એ જાણીએ છીએ કે શરીર-સંસાર નાશવંત છે, છતાં પણ આ જાણકારીનો આદર કરતા નથી! હકીકતમાં 'શરીર-સંસાર નાશવંત છે'—આને શીખી લીધું છે, જાણ્યું નથી. એટલા માટે

નાશવંત જાણતા હોવા છતાં પણ સુખ-લોલુપતાને કારણે તેમાં ફસાયેલા રહીએ છીએ. વાસ્તવમાં નિત્યનિવૃત્તની નિવૃત્તિ કરવાની છે અને નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ કરવાની છે. ॥ ૨૩૯ ॥

**પ્રશ્ન—નિત્યનિવૃત્તની નિવૃત્તિ અને નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ કરવી શું છે?**

**ઉત્તર**—નિત્યનિવૃત્તની નિવૃત્તિ કરવાનો આશય એ છે કે જે નિત્યનિવૃત્ત છે, તેવા શરીર-સંસારને રાખવાની ભાવના છોડવી અર્થાત્ તે કાયમ રહે—એવી ઈચ્છાનો ત્યાગ કરવો. નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ કરવાનો આશય એ છે કે જે નિત્યપ્રાપ્ત છે, એવા પરમાત્મતત્ત્વનો શ્રદ્ધા-વિશ્વાસપૂર્વક સ્વીકાર કરવો.

જે ક્યારેય પણ અલગ થશે, તે હમણાં પણ અલગ છે અને જે ક્યારેક મળશે, તે હમણાં પણ મળેલ છે. શરીર, વસ્તુ, યોગ્યતા અને સામર્થ્ય 'નિત્યનિવૃત્ત' અર્થાત્ સદાય આપણાથી અલગ છે અને પરમાત્મા 'નિત્યપ્રાપ્ત' અર્થાત્ સદાય આપણને પ્રાપ્ત છે. જે તત્ત્વ બધે ઠેકાણે ઠોસરૂપે વિદ્યમાન છે, તે આપણાથી દૂર થઈ શકતું જ નથી. પરમાત્મા ક્યારેય આપણાથી અલગ થયા નથી, છે નહિ, થશે નહિ અને થઈ શકતા નથી; કેમ કે તેમની સત્તાથી આપણે સત્તાવાન છીએ. ॥ ૨૪૦ ॥

**પ્રશ્ન—પરમાત્મપ્રાપ્તિ ઘણી સુગમ છે તો પછી તેમાં શું મુશ્કેલી પડી રહી છે?**

**ઉત્તર**—અનેક મુશ્કેલીઓ છે; જેમ કે—

(૧) ભોગ ભોગવવા અને સંગ્રહ કરવામાં આસક્તિ છે.
(૨) પરમાત્મપ્રાપ્તિની જોરદાર જિજ્ઞાસા (ભૂખ) નથી.
(૩) પોતાની વર્તમાન સ્થિતિમાં સંતોષ કરી રાખ્યો છે.
(૪) પરમાત્મપ્રાપ્તિને સાંસારિક વસ્તુઓની પ્રાપ્તિની જેમ માની રાખી છે. આ માન્યતાને કારણે ક્રિયા કરવાને વધારે મહત્ત્વ આપે છે, વિવેક અને ભાવને મહત્ત્વ નથી આપતા.
(૫) તત્ત્વને સાચી રીતે જાણનારા મહાત્મા નથી મળતા.

(૬) થોડીક બાબતો જાણીને, થોડુંક સાધન કરીને અભિમાન કરી લઈએ છીએ.

(૭) કાંઈક કરવાથી પ્રાપ્તિ થશે, ગુરુ નથી મળ્યા, સમય એવો જ છે, પ્રારબ્ધ એવું જ છે, અમે લાયક નથી, અમે અધિકારી નથી—આવા જે સંસ્કાર અંતરમાં પેસેલા છે, તેઓ મુશ્કેલી કરે છે. ॥ ૨૪૧ ॥

**પ્રશ્ન—કેટલાક સાધક ભગવાનને માટે રડે છે, વ્યાકુળ થાય છે, છતાં પણ તેમને ભગવાન કેમ નથી મળતા?**

**ઉત્તર**—તેમના અંતરમાં ભગવાનના સિવાય અન્ય (સુખ-આરામ, માન-મોટાઈ વગેરે)ની ચાહના રહે છે, અન્ય વસ્તુ-વ્યક્તિની મહત્તા અને પ્રિયતા રહે છે. તેથી ભગવાનને માટે રડવું તો તાત્કાલિક થાય છે, પાછી ત્યાંની ત્યાં જ સ્થિતિ થઈ જાય છે.

ચાહના એક ભગવાનની જ હોવી જોઈએ—

**એક બાનિ કરુનાનિધાન કી । સો પ્રિય જાકેં ગતિ ન આન કી ॥**

(માનસ, અરણ્ય૦ ૧૦/૪)

તેઓ સાધનમાં મંડ્યા રહેશે તો અન્ય ચાહના મટીને એક ચાહના પ્રબળ થવાથી ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે. ॥ ૨૪૨ ॥

**પ્રશ્ન—વિકાર અંતઃકરણમાં થાય છે, તેથી પરમાત્મપ્રાપ્તિમાં કોઈ વિકાર બાધક નથી. પરંતુ પરમાત્મપ્રાપ્તિમાં ભોગાસક્તિ બાધક પણ જણાવવામાં આવી છે. બન્નેમાં કઈ વાત ખરી છે?**

**ઉત્તર**—અંતઃકરણની સાથે ભળીને પેલા વિકારોને પોતાનામાં માની લઈએ છીએ તો તે વિકાર બાધક થાય છે. જો અંતઃકરણની સાથે પોતાનો સંબંધ ન માનીએ તો તેમાં થનારા વિકાર બાધક નથી થતા. ॥ ૨૪૩ ॥

**પ્રશ્ન—કોઈ પણ કારક ભગવાન સુધી નથી પહોંચી શકતું તો શું સંપ્રદાન અને અપાદાન કારક પણ નથી પહોંચી શકતા? ભગવાનને પોતે-પોતાને આપવા સંપ્રદાન થયું અને સંસારનો ત્યાગ કરવો અપાદાન થયું!**

**ઉત્તર**—ભગવાનને અર્પિત થવું અને સંસારનો ત્યાગ કરવો ક્રિયાવાળું સંપ્રદાન-અપાદાન નથી. આ બન્ને ક્રિયાઓ નથી, બલ્કે પોતાની ખોટી માન્યતાઓનો ત્યાગ છે; કેમ કે વાસ્તવમાં આપણે ભગવાનના છીએ અને સંસારના નથી.

ગામથી વ્યક્તિ આવી—આમાં ગામ અપાદાન છે અને તેણે દાન દીધું—આમાં દાતા સંપ્રદાન છે. અપાદાનમાં આવવાની ક્રિયા છે અને સંપ્રદાનમાં આપવાની ક્રિયા છે—આ બન્નેય ક્રિયાઓ પરમાત્મા સુધી નથી પહોંચી શકતી. હા, સત્ક્રિયા નકામી નથી હોતી, બલ્કે પરમાત્મપ્રાપ્તિમાં મદદગાર થાય છે. સત્-અંશ કલ્યાણકારી હોય છે, ક્રિયા-અંશ નહિ.

ખાસ વાત છે કે પરમાત્માની પ્રાપ્તિને માટે જડતા (ક્રિયા અને પદાર્થ અથવા શરીર-સંસાર)ની મદદ લેવાની જરૂર જ નથી. તેની પ્રાપ્તિ જડતાના ત્યાગથી થાય છે. ક્રિયા અને પદાર્થ—બન્નેય જડ છે. ક્રિયાનો આરંભ અને અંત થાય છે, પદાર્થની ઉત્પત્તિ અને વિનાશ થાય છે. આ નિત્ય રહેનારી ચીજ જ નથી. ॥ ૨૪૪ ॥

**પ્રશ્ન—શરીરની મદદ વિના આપણે સાધન કેવી રીતે કરીશું?**

**ઉત્તર**—સાધન કરવામાં ક્રિયાની મુખ્યતા નથી, બલ્કે વિવેક અને ભાવની મુખ્યતા છે. એટલા માટે શરીરની મદદ વિના આપણે કામનારહિત થઈ શકીએ છીએ, મમતારહિત થઈ શકીએ છીએ, અહંકારરહિત થઈ શકીએ છીએ. ભગવાનને પોતાના માની શકીએ છીએ. આમ થવાને માટે શરીરની જરૂરત જ નથી.

સાંસારિક પદાર્થોની પ્રાપ્તિ તો શરીરના દ્વારા થાય છે પણ પરમાત્માની પ્રાપ્તિ શરીરના ત્યાગ (સંબંધ-વિચ્છેદ)થી થાય છે. પરમાત્મપ્રાપ્તિમાં શરીર જરા પણ મદદગાર અથવા બાધક નથી. પરમાત્મતત્ત્વમાં ક્રિયા નથી, એટલા માટે ક્રિયારહિત થવાથી જ તેની પ્રાપ્તિ થશે. ॥ ૨૪૫ ॥

**પ્રશ્ન—પરમાત્મપ્રાપ્તિ ભાવથી થાય છે, ક્રિયાથી નહિ. પરંતુ**

**ભાવ પણ તો મન-બુદ્ધિમાં પેદા થાય છે?**

**ઉત્તર**—ભાવ અનેક પ્રકારના થાય છે. મન-બુદ્ધિમાં રાગ-દ્વેષ વગેરે ભાવ પેદા થાય છે. પરંતુ 'હું ભગવાનનો છું, ભગવાન મારા છે'—આ સંબંધાત્મકભાવ સ્વયંમાં રહે છે. ॥ ૨૪૬ ॥

**પ્રશ્ન—સંસારને અને પરમાત્માને પ્રાપ્ત કરવાની પ્રક્રિયા એક નથી—આનું તાત્પર્ય?**

**ઉત્તર**—સંસારની પ્રાપ્તિ અપ્રાપ્તની પ્રાપ્તિ છે અને પરમાત્માની પ્રાપ્તિ નિત્યપ્રાપ્તની પ્રાપ્તિ છે. સંસારની પ્રાપ્તિમાં 'કરવું' મુખ્ય છે અને પરમાત્માની પ્રાપ્તિમાં 'ન કરવું' મુખ્ય છે. સાંસારિક વસ્તુનું નિર્માણ કરવું પડે છે, ક્યાંકથી લાવવી પડે છે પણ પરમાત્માને બનાવવા કે ક્યાંકથી લાવવા નથી પડતા; કારણ કે પરમાત્મા બધા દેશ, કાળ, વસ્તુ, વ્યક્તિ, ક્રિયા, અવસ્થા, પરિસ્થિતિ, ઘટનામાં સમાનરૂપે સદા પરિપૂર્ણ છે. જે તત્ત્વ બધા દેશ, કાળ વગેરેમાં પરિપૂર્ણ છે, તે ક્રિયાથી કેવી રીતે મળશે? ક્રિયા કરવાથી તો આપણાથી દૂર થશે. ॥ ૨૪૭ ॥

**પ્રશ્ન—ન દેખાનારું તત્ત્વ કેવી રીતે દેખાય?**

**ઉત્તર**—દેખાનારાને સત્તા અને મહત્તા ન આપીએ તો ન દેખાનારું દેખાવા લાગી જશે. ॥ ૨૪૮ ॥

**પ્રશ્ન—જ્યારે ભગવાને મનુષ્યજન્મ આપી દીધો, સત્સંગ આપી દીધો તો પછી તેમની પ્રાપ્તિમાં વિલંબ કેમ?**

**ઉત્તર**—ભગવાન દ્વારા જે મળ્યું છે, તેનો સદુપયોગ ન કરવાથી જ વાર લાગી રહી છે. જેટલો સમય, સમજ, સામર્થ્ય અને સામગ્રી મળેલ છે, તેનો સદુપયોગ કરવાનો છે. ભગવાન દ્વારા મળેલી વસ્તુને વ્યક્તિગત માનવાથી જ આપણામાં નિર્બળતા આવે છે, જેથી આપણે તેનો સદુપયોગ કરવા પામતા નથી. બળનો અભાવ બાધક નથી, બલ્કે બળનો દુરુપયોગ બાધક છે. 'કરી નથી શકતા'—એ નિર્બળતા બાધક નથી, બલ્કે કરી શકીએ છીએ, પણ કરતા નથી—આ નિર્બળતા બાધક છે. ॥ ૨૪૯ ॥

**પ્રશ્ન—ઉપનિષદ્‌માં આવ્યું છે કે બળહીન માણસને પરમાત્માની પ્રાપ્તિ નથી થતી—'નાયમાત્મા બલહીનેન લભ્યઃ' (મુંડક૦ ૩/૨/૪)—આનો શું આશય છે?**

**ઉત્તર**—અહીંયાં 'બળ' શબ્દનો અર્થ છે—ઉત્સાહ, હિંમત. જેનો ઉત્સાહ ભાંગી ગયો છે, જે હિંમત હારી ગયો છે, તે માણસ 'બળહીન' છે.

નિર્બળતા બે જાતની હોય છે—(૧) કરવામાં અસમર્થ હોવું (૨) કરવામાં સમર્થ હોવા છતાં પણ ન કરવું. જાણીએ છીએ અને કરી શકીએ છીએ, છતાં પણ તેવું કરતા નથી—આ નિર્બળતા થવાથી મનુષ્ય પરમાત્મપ્રાપ્તિ નથી કરી શકતો. એટલા માટે સંતોએ કહ્યું છે—

**હિમ્મત મત છાઁડ઼ો નરાઁ, મુખ તે કહતાઁ રામ ।**
**'હરિયા' હિમ્મત સે કિયા, ધ્રુવકા અટ્ટલ ધામ ॥**

**પ્રશ્ન—શું તીવ્ર વ્યાકુળતા થયા વિના પણ ભગવાનની પ્રાપ્તિ થઈ શકે છે?**

**ઉત્તર**—ભગવત્પ્રાપ્તિ ત્રણ કારણોથી થાય છે—(૧) નિર્બળતાથી (૨) નિર્ભરતાથી અને (૩) ક્યારેક નિર્બળતા અને ક્યારેક નિર્ભરતા થવાથી. તાત્પર્ય એ છે કે જો વ્યાકુળતા તીવ્ર થઈ જાય તો પ્રાપ્તિ થઈ જશે અથવા ભગવાનની કૃપા પર પૂરી નિર્ભરતા થઈ જાય કે જે થશે, તેમની કૃપાથી થશે તો પ્રાપ્તિ થઈ જશે. ક્યારેક નિર્બળતા (વ્યાકુળતા) અને ક્યારેક નિર્ભરતા થાય તો બન્નેમાંથી ક્યારેક એક પૂરી થવાથી ભગવત્પ્રાપ્તિ થઈ જશે. ॥ ૨૫૧ ॥

**પ્રશ્ન—ક્યારેક નિર્બળતા અને ક્યારેક નિર્ભરતા તો ઘણું કરીને બધા જ સાધકોમાં રહે છે, છતાં તે પૂરી કેમ નથી થતી?**

**ઉત્તર**—સાધનમાં કાંઈ ને કાંઈ પોતાનું બળ, પોતાની યોગ્યતા ભેળવી લેવાથી ન નિર્બળતા પૂરી થાય છે, ન નિર્ભરતા. તેથી એ આશા જ તૂટી જવી જોઈએ કે અમે પોતાના બળથી પ્રાપ્ત કરી લઈશું. પરંતુ પ્રાપ્તિની ઉત્કંઠા પૂરી હોવી જોઈએ; કારણ કે જ્યારે ભગવાનના બળથી, તેમની કૃપાથી પ્રાપ્તિ થશે તો પછી આપણે નિરાશ થઈએ

જ શા માટે? ॥ ૨૫૨ ॥

**પ્રશ્ન—અંતઃકરણ શુદ્ધ ન હોવાથી પરમાત્મામાં રુચિ નહિ થશે અને રુચિ ન થવાથી પરમાત્માની પ્રાપ્તિ નહિ થશે, તેથી પરમાત્મપ્રાપ્તિમાં અંતઃકરણની શુદ્ધિ કારણ થઈ?**

**ઉત્તર**—પરમાત્મપ્રાપ્તિમાં અંતઃકરણની શુદ્ધિ કારણ નથી; કેમ કે પરમાત્માની પ્રાપ્તિ કરણના દ્વારા નથી થતી બલ્કે કરણના સંબંધ-વિચ્છેદથી થાય છે. અંતઃકરણ અશુદ્ધ હોવાથી પરમાત્માની તરફ રુચિ નહિ થશે—એ નિયમ નથી. કોઈ મોટી આફત આવવાથી, કોઈ સંતની કૃપા થવાથી અથવા અન્ય કોઈ કારણથી અશુદ્ધ અંતઃકરણવાળો માણસ પણ પરમાત્મામાં લાગી શકે છે, કેમ કે મૂળમાં તે પરમાત્માનો જ અંશ છે. એટલા માટે ગીતામાં આવ્યું છે—

**અપિ ચેદસિ પાપેભ્યઃ સર્વેભ્યઃ પાપકૃત્તમઃ ।**
**સર્વં જ્ઞાનપ્લવેનૈવ વૃજિનં સન્તરિષ્યસિ ॥** (૪/૩૬)

'જો તું બધા પાપીઓમાં પણ વધારે પાપી છે, તોપણ તું જ્ઞાનરૂપી નૌકાના દ્વારા નિઃસંદેહ પૂરા પાપ-સમુદ્રને સારી રીતે તરી જશે.'

**અપિ ચેત્સુદુરાચારો ભજતે મામનન્યભાક્ ।**
**સાધુરેવ સ મન્તવ્યઃ સમ્યગ્વ્યવસિતો હિ સઃ ॥** (૯/૩૦)

'જો કોઈ દુરાચારીમાં દુરાચારી પણ અનન્ય ભક્ત થઈને મારું ભજન કરે છે તો તેને સાધુ જ માનવો જોઈએ. કારણ કે તેણે નિશ્ચય ઘણી સારી રીતે કરી લીધો છે.' ॥ ૨૫૩ ॥

**પ્રશ્ન—જે આપણું છે, તે આપણને મળતું કેમ નથી?**

**ઉત્તર**—જે આપણું નથી, તેને પોતાનું ન માનીએ તો તે મળેલું જ છે. આપણે માત્ર પોતાની ભૂલ દૂર કરવાની છે. સુખની કામના, આશા અને ભોગને કારણે જ 'સંસાર અમારો નથી'—આનો અનુભવ નથી થતો. ॥ ૨૫૪ ॥

—■—

## મનુષ્યજન્મ

**પ્રશ્ન—મનુષ્યજન્મ પ્રારબ્ધથી મળે છે કે ભગવત્કૃપાથી?**

**ઉત્તર**—ભગવત્કૃપાથી મળે છે. જો પ્રારબ્ધથી મનુષ્ય-શરીર મળતું તો ક્રમથી ચોરાસી લાખ યોનિઓથી ફરતા રહીને મળત. પરંતુ ભગવાન કર્મોનું ફળ પૂરું ભોગવવા અગાઉ, વચમાં જ પોતાની કૃપાથી મનુષ્યશરીર આપી દે છે. આશય એ છે કે મનુષ્યશરીર મળે તો કર્મોથી જ છે પણ ભગવાન આપણું કલ્યાણ કરવાને માટે વચમાં જ મનુષ્યશરીર આપી દે છે—એ ભગવાનની કૃપા છે.[૧] ॥ ૨૫૫ ॥

**પ્રશ્ન—મનુષ્યજન્મ મળવામાં જો ભગવત્કૃપા કારણ છે તો પછી કેટલાંક બાળક જન્મના પછી જ મરી જાય છે અથવા તેમનાં માથાં જન્મથી જ વિકૃત હોય છે, પછી તેમનું કલ્યાણ કેવી રીતે થશે?**

**ઉત્તર**—તેમની આકૃતિ તો મનુષ્યની છે પણ વાસ્તવમાં તે ભોગયોનિ જ છે. ભોગ ભોગવવાથી તેમની શુદ્ધિ થશે જ. ખરેખર તો આકૃતિનું નામ મનુષ્ય નથી, બલ્કે વિવેક-શક્તિનું નામ મનુષ્ય છે. વિવેકના વિના તે માત્ર મનુષ્યનું માળખું છે, મનુષ્ય નથી. સંતકૃપાથી તેમનું કલ્યાણ થઈ શકે છે.

પશુમાં પણ જેટલા અંશમાં વિવેક છે, તેટલા અંશમાં તે મનુષ્ય છે! મનુષ્યમાં પણ જો અવિવેક છે તો તે પશુ જ છે—**'મનુષ્યરૂપેણ મૃગાંશ્ચરન્તિ.'** વિવેક વિકસિત થવાથી જ તે મનુષ્ય બને છે. ॥ ૨૫૬ ॥

**પ્રશ્ન—વિવેક તો અનાદિ છે અને અન્ય યોનિઓને પણ પ્રાપ્ત છે, પછી મનુષ્યયોનિનો શું મહિમા થયો?**

**ઉત્તર**—મનુષ્યદેહનું માથું વિશેષ પ્રકારનું બનેલું છે, જેમાં વિવેક વિશેષરૂપે જાગ્રત થઈ શકે છે. બીજી યોનિઓમાં તેવું માથું નથી; તેથી તેમનો વિવેક જીવન-નિર્વાહ સુધી સીમિત રહે છે. કર્તવ્ય અને અકર્તવ્ય, સત્ અને અસત્નો વિવેક મનુષ્યશરીરમાં જ જાગ્રત

---

૧. **કબહુઁક કરિ કરુના નર દેહી । દેત ઈસ બિનુ હેતુ સનેહી ॥** (માનસ, ઉત્તર૦ ૪૪/૩)

થઈ શકે છે, જેને મહત્ત્વ આપીને મનુષ્ય પોતાનું કલ્યાણ કરી શકે છે. ॥ ૨૫૭ ॥

**પ્રશ્ન—સંત કહે છે કે શરીર આપણને કામ આવતું જ નથી, આ કેવી રીતે?**

**ઉત્તર**—હકીકતમાં શરીર આપણને કામ નથી આવતું, બલ્કે વિવેક આપણને કામ આવે છે. આ વિવેક બીજી યોનિઓમાં નથી. મનુષ્યશરીરમાં વિવેકને મહત્ત્વ દેવાથી શરીરનો ત્યાગ જ આપણે કામ આવે છે. શરીર ત્યાગથી આપણા માટે અને સેવાથી બીજાને માટે ઉપયોગી થાય છે. ॥ ૨૫૮ ॥

**પ્રશ્ન—ત્યાગ તો પોતાને માટે થયો?**

**ઉત્તર**—ત્યાગ પણ આપણા માટે નથી, બલ્કે ત્યાગનું ફળ (શાંતિ) આપણા માટે છે—**'ત્યાગાચ્છાન્તિરનન્તરમ્'** (ગીતા ૧૨/૧૨). ત્યાજ્ય વસ્તુ બીજાઓને કામ આવે છે અને ત્યાગનું ફળ આપણને કામ આવે છે. ત્યાગના ફળ (શાંતિ)નું પણ સુખ લઈશું તો તે પણ બંધનકારક થઈ જશે. ॥ ૨૫૯ ॥

**પ્રશ્ન—જન્મ લેતાં જ બાળકને વૈષ્ણવી માયા ઘેરી લે છે—આનો શું આશય છે?**

**ઉત્તર**—વૈષ્ણવી માયા તે છે, જેનાથી બધા સંસારની રચના થાય છે. બહારની માયાની અસર ત્યારે થાય છે, જ્યારે પોતાની ભીતર માયા હોય છે. આપણી ભીતર કુસંસ્કાર (કુસંગનો સંસ્કાર) હોય છે, ત્યારે જ બહારના કુસંગની અસર પડે છે. ભીતરનો કુસંસ્કાર છે—અસત્‌ની સત્તા અને મહત્તા માનીને તેની સાથે સંબંધ જોડવો. ॥ ૨૬૦ ॥

**પ્રશ્ન—મનુષ્યના પતનનું કારણ શું છે?**

**ઉત્તર**—ભોગોની ઇચ્છા અને સંગ્રહની ઇચ્છા-આ બે ઇચ્છાઓથી મનુષ્યનું પતન થાય છે. આશય એ છે કે સંસારથી કાંઈ પણ લેવાની ઇચ્છા જ પતન કરનારી છે. ॥ ૨૬૧ ॥

—■—

## મુક્તિ (કલ્યાણ)

**પ્રશ્ન—મુક્ત થવાથી પોતાનામાં શું વિશેષતા આવે છે?**

**ઉત્તર**—મુક્ત થવાથી કોઈ વિશેષતા નથી આવતી, બલ્કે પોતાનામાં જે કાંઈ વિશેષતા દેખાય છે, તે ખલાસ થઈ જાય છે! આશય એ છે કે મુક્ત થવાથી વિશેષતા જોનારું (વ્યક્તિત્વ) નથી રહેતું. એકદેશીયતા દૂર થઈ જાય છે. કોઈ પણ ઠેકાણે પોતાનો અભાવ નથી દેખાતો.

મુક્ત થવાથી 'હું એક શરીરમાં છું'—એ પણ નથી હોતું અને 'હું બધી જગાએ છું'—એ પણ નથી હોતું, બલ્કે 'હું' જ નથી રહેતો. વિશેષતા પ્રેમથી આવે છે.[1] જ્ઞાનમાં તો વિશેષતા નષ્ટ થાય છે અને એક સમતા રહે છે. ॥ ૨૬૨ ॥

**પ્રશ્ન—મુક્ત થવાથી પછી બંધન કેમ નથી થતું?**

**ઉત્તર**—કારણ કે બંધન ખરેખર તો છે જ નહિ, બલ્કે આપણું બનાવેલું છે. બંધન કૃત્રિમ (બનાવટી) છે, મુક્તિ સ્વતઃસિદ્ધ છે. ॥ ૨૬૩ ॥

**પ્રશ્ન—વેદાંતમાં ચાર પ્રતિબંધક માનવામાં આવ્યા છે—સંશય (પ્રમાણગત અને પ્રમેયગત), વિપરીત ભાવના, અસંભાવના અને વિષયાસક્તિ. આ પ્રતિબંધકોના રહેતા કોઈ જીવન્મુક્ત થઈ શકે છે શું?**

**ઉત્તર**—હા, થઈ શકે છે. તીવ્ર જિજ્ઞાસા થવાથી પ્રતિબંધક નાશ પામી જાય છે. ॥ ૨૬૪ ॥

**પ્રશ્ન—પરમાત્મા કર્તા-નિરપેક્ષ છે પણ મુક્તિની ઈચ્છા તો કર્તામાં જ હોય છે, પછી મુક્તિ કેવી રીતે થશે?**

**ઉત્તર**—જોકે સાધકને માટે મુક્તિની ઇચ્છા કરવી સારી છે, તોપણ વાસ્તવમાં વાત એ છે કે મુક્તિની ઇચ્છા કરવાથી ક્રિયાની સાથે સંબંધ થઈ જાય છે, જેથી સાધન કરણ-સાપેક્ષ થઈ જાય છે. તાત્પર્ય છે કે બીજી ઇચ્છાઓ દૂર કરવાને માટે સાધક મુક્તિની ઇચ્છા

---

૧. મુક્તિમાં તો છૂટવાનું છે પણ પ્રેમમાં પ્રાપ્તિ છે.

કરે. બીજી કોઈ ઇચ્છા ન રહે તો પછી મુક્તિની પણ ઇચ્છા ન કરે. કારણ કે મુક્તિ નિત્ય તથા સ્વતઃસિદ્ધ છે. સર્વ કાંઈ બદલાય છે પણ સત્તા જેમ છે તેમ રહે છે. એટલા માટે મુક્તિ થતી નથી બલ્કે મુક્તિ છે. માત્ર બંધનની માન્યતા દૂર થાય છે. જો મુક્તિ થાય છે—એમ માનીએ તો ફરીથી બંધન પણ થઈ શકે છે. ॥ ૨૬૫ ॥

**પ્રશ્ન—વધારે ધનિક, વધારે વિદ્વાન, વધારે દરિદ્ર અને વધારે રોગી—એમનું કલ્યાણ થવું અઘરું કેમ છે?**

**ઉત્તર**—વધારે ધનિકમાં ધનની વધારે આસક્તિ રહે છે, વધારે વિદ્વાનમાં વિદ્યાની વધારે આસક્તિ રહે છે, વધારે દરિદ્રમાં ધનની વધારે આસક્તિ રહે છે અને વધારે રોગીમાં શરીરની વધારે આસક્તિ રહે છે. આ આસક્તિ જ તેમના કલ્યાણમાં બાધક થાય છે. આસક્તિ વધારે હોવાને કારણે આ બધા જલદી ભગવાનમાં નથી લાગતા. જો આસક્તિ ન રહે તો એમનું પણ કલ્યાણ થઈ શકે છે. ॥ ૨૬૬ ॥

**પ્રશ્ન—ભીષ્મ પિતામહ જીવન્મુક્ત પુરુષ હતા, છતાં શરીર છોડીને તેઓ આજાનદેવતાઓના લોક (વસુલોક) કેમ ગયા?**

**ઉત્તર**—તેઓ અગાઉ આજાનદેવતા (વસુ) જ હતા અને શાપના કારણે પૃથ્વી પર આવ્યા હતા. એટલા માટે શરીર છોડીને તેઓ ત્યાં જ ગયા, જ્યાંથી તેઓ આવ્યા હતા. હા, આજાનદેવતાની મુદત પૂરી થવાથી તેઓ મુક્ત થઈ જશે. ॥ ૨૬૭ ॥

**પ્રશ્ન—નિર્ગુણને માનનારાઓની 'મુક્તિ' અને સગુણને માનનારાઓની 'સાયુજ્ય'ની પ્રાપ્તિ—બન્નેમાં શું ફરક છે?**

**ઉત્તર**—સાયુજ્યમાં સમગ્રની એટલે કે ઐશ્વર્યસહિત સગુણ પરમાત્માની પ્રાપ્તિ છે. મુક્તિમાં નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ છે, જે સમગ્રનું ઐશ્વર્ય છે. ॥ ૨૬૮ ॥

**પ્રશ્ન—શું ભક્ત સાલોક્યની પછી ક્રમશઃ સાર્ષ્ટિ, સામીપ્ય અને સારૂપ્યને પામતો રહીને અંતે સાયુજ્ય-મુક્તિને પ્રાપ્ત થાય છે?**

**ઉત્તર**—આ ભક્તના ભાવ પર નિર્ભર છે. ભક્તનો ભાવ હોય તો તે અનંતકાળ સુધી સાલોક્યમાં રહી શકે છે. ત્યાં સંતોષ ન થાય

તો ભગવાન તેને બદલી આપે છે.

ગીતાના અનુસાર સાલોક્યાદિ પાંચે પ્રકારની મુક્તિઓ 'સાધર્મ્ય'ની અંતર્ગત છે—**'મમ સાધર્મ્યમાગતાઃ'** (૧૪/૨). જોકે સાધર્મ્યની વાત ભક્તિમાં કહેવી જોઈએ, છતાં ભગવાને આને જ્ઞાનમાં કહી છે. આનો આશય એ છે કે પરમાત્મતત્ત્વ એક જ છે. માત્ર પ્રેમને માટે તે એકથી બે થાય છે. ॥ ૨૬૯ ॥

**પ્રશ્ન—મોક્ષશાસ્ત્રને ધર્મશાસ્ત્રથી શ્રેષ્ઠ કેમ માનવામાં આવ્યું છે? શું ધર્મશાસ્ત્રથી કલ્યાણ નથી થતું?**

**ઉત્તર**—નિષ્કામભાવ હોવાના કારણે મોક્ષશાસ્ત્રને ધર્મશાસ્ત્રથી શ્રેષ્ઠ માનવામાં આવ્યું છે. ધર્મથી કલ્યાણ ત્યારે જ થાય છે, જ્યારે તેનું પાલન નિષ્કામભાવથી કરવામાં આવે. સારાંશ છે કે કલ્યાણ ધર્મથી નથી થતું, બલ્કે નિષ્કામભાવથી થાય છે. ॥ ૨૭૦ ॥

**પ્રશ્ન—કેટલીક વ્યક્તિઓ મુક્તિની નિંદા કરે છે અને રાધા-કૃષ્ણના નિત્યવિહારમાં પ્રવેશ કરવાને જ માનવ-જીવનની પૂર્ણતા માને છે, આ યોગ્ય છે શું?**

**ઉત્તર**—તેઓ મુક્તિને સમજતા જ નથી કે મુક્તિ શું હોય છે! મુક્તિ કોઈ પશુનું નામ થોડું જ છે! જડતાથી સર્વથા સંબંધ-વિચ્છેદ થવાને જ મુક્તિ કહે છે. જડતાથી સર્વથા સંબંધ-વિચ્છેદ થવાથી જ રાધા-કૃષ્ણના નિત્યવિહારમાં પ્રવેશ, ગોપીભાવની પ્રાપ્તિ અથવા પરમપ્રેમની પ્રાપ્તિ થાય છે. ॥ ૨૭૧ ॥

**પ્રશ્ન—શું સાલોક્યાદિ મુક્તિ પ્રાપ્ત થયા પછી પણ જીવને સંસારમાં પાછું આવવું પડે છે?**

**ઉત્તર**—સાલોક્ય, સામીપ્ય વગેરેની પ્રાપ્તિ થવાથી જીવનું પુનરાગમન નથી થતું, એટલા માટે તેમની 'મુક્તિ' સંજ્ઞા છે. સાલોક્યાદિની પ્રાપ્તિમાં પૂર્ણતા છે. જો કોઈ જીવ ત્યાંથી પાછો આવે છે તો તે કર્મોને પરવશ થઈને નથી આવતો, બલ્કે ભગવાનની ઇચ્છાથી કારક પુરુષના રૂપમાં અવતાર લે છે. ॥ ૨૭૨ ॥



# મૃત્યુ

**પ્રશ્ન—જેમ મૃત્યુનો સમય નક્કી છે, એ જ પ્રમાણે મૃત્યુના સમયે થનારું કષ્ટ પણ શું નક્કી છે?**

**ઉત્તર**—નહિ. બધા પોતાનાં પાપ-પુણ્યનું ફળ ભોગવે છે. કોઈને પાપનું ફળ ભોગવવાનું હોય તો તેને વધારે કષ્ટ થાય છે. પરંતુ દુઃખ તેને આવે છે, જેની ભીતર જીવવાની ઇચ્છા છે ॥ ૨૭૩ ॥

**પ્રશ્ન—જીવનમાં જે પુણ્યાત્મા રહ્યા, સાધન-ભજન કરનારા રહ્યા, તેઓ પણ અંત સમયે કષ્ટ પામે તો શું કારણ છે?**

**ઉત્તર**—ભગવાન તેમના પૂર્વજન્મોનાં બધાં પાપોને નષ્ટ કરીને શુદ્ધ કરવા ચાહે છે, જેથી તેમનું કલ્યાણ થઈ જાય. ॥ ૨૭૪ ॥

**પ્રશ્ન—શાસ્ત્રમાં આવ્યું છે કે મૃત્યુના સમયે મનુષ્યને હજારો વીંછી કરડવાના જેવું કષ્ટ થાય છે પણ સંતોની વાણીમાં આવ્યું છે કે મૃત્યુથી કષ્ટ નથી થતું, બલ્કે જીવવાની ઈચ્છાથી કષ્ટ થાય છે. ખરેખરી શું વાત છે?**

**ઉત્તર**—જેમ બાળકથી યુવાન અને યુવાનથી ઘરડા થવામાં કોઈ કષ્ટ નથી થતું, એમ જ મૃત્યુના સમયે પણ હકીકતમાં કોઈ કષ્ટ નથી થતું.[1] કષ્ટ તેને થાય છે, જેનામાં એ ઇચ્છા છે કે હું જીવતો રહું. સારાંશ છે કે જેને શરીરમાં મોહ છે, તેને મૃત્યુના સમયે હજારો વીંછી એક સાથે કરડવાના સમાન કષ્ટ થાય છે. શરીરમાં જેટલો મોહ, આસક્તિ, મમતા હશે તથા જીવવાની ઈચ્છા જેટલી વધારે હશે, એટલું જ શરીર છૂટવાથી વધારે દુઃખ થશે. ॥ ૨૭૫ ॥

---

૧. **દેહિનોઽસ્મિન્યથા દેહે કૌમારં યૌવનં જરા ।**
**તથા દેહાન્તરપ્રાપ્તિર્ધીરસ્તત્ર ન મુહ્યતિ ॥** (ગીતા ૨/૧૩)

'દેહધારીના આ મનુષ્યશરીરમાં જેમ બાળપણ, યુવાની અને વૃદ્ધાવસ્થા થાય છે, એમ જ બીજા શરીરની પ્રાપ્તિ થાય છે. એ વિષયમાં ધીર પુરુષ મોહિત નથી થતો.'

**રામ ચરન દૃઢ઼ પ્રીતિ કરિ બાલિ કીન્હ તનુ ત્યાગ ।**
**સુમન માલ જિમિ કંઠ તે ગિરત ન જાનઇ નાગ ॥** (માનસ, કિષ્કિં૦ ૧૦)

**પ્રશ્ન—કોઈના મૃત્યુનો શોક જેટલો અહીંયાં કરવામાં આવે છે, તેટલો વિદેશોમાં નથી કરવામાં આવતો તો શું અહીંયાંના લોકોમાં મોહ વધારે છે?**

**ઉત્તર**—એ વાત નથી. જ્યાં વ્યક્તિગત મોહ વધારે હોય છે, ત્યાં શોક ઓછો હોય છે. વ્યક્તિગત મોહમાં અજ્ઞતા, મૂઢતા વધારે હોય છે. વ્યક્તિગત મોહ પશુતા છે. વાંદરીને પોતાના બચ્ચામાં એટલો મોહ હોય છે કે મરેલા બચ્ચાને પણ સાથે લઈને ફરે છે પણ ખાતી વેળાએ જો બચ્ચું પાસે આવી જાય તો એવી ઘૂરકે છે કે તે ચીં-ચીં કરતું રહીને ભાગી જાય છે!

બીજાના મૃત્યુ પર શોક ન થવાનું કારણ છે કે મોહ ઘણો સંકુચિત અને પતન કરનારો થઈ ગયો. વ્યાપક મોહ તો દૂર થઈ શકે છે પણ સંકુચિત (વ્યક્તિગત) મોહ જલદી દૂર થતો નથી. વ્યક્તિગત મોહ દૃઢ થાય છે—**'જિમિ અબિબેકી પુરુષ સરીરહિ'** (માનસ, અયોધ્યા૦ ૧૪૨/૧). જેમ જેમ મોહ છૂટે છે, તેમ તેમ મનુષ્યની સ્થિતિ વ્યાપક થાય છે.[1] સારાંશ છે કે મોહ જેટલો વ્યાપક થાય છે, તેટલો જ તે ઘટે છે. જેમ કે પહેલાં પોતાના શરીરમાં મોહ થાય છે, પછી કુટુંબમાં મોહ થાય છે, પછી જાતિમાં મોહ થાય છે, પછી મહોલ્લામાં મોહ થાય છે, પછી ગામમાં મોહ થાય છે, પછી પ્રાંતમાં મોહ થાય છે, પછી દેશમાં મોહ થાય છે, પછી મનુષ્યમાત્રમાં મોહ થાય છે, પછી જીવમાત્રમાં મોહ થાય છે. અંતે કોઈમાં પણ મોહ નથી રહેતો. એ સિદ્ધાંત છે કે કોઈમાં મોહ નથી થતો તો બધામાં મોહ થાય છે અને બધામાં મોહ થાય છે તો કોઈમાં મોહ નથી થતો. વ્યાપક મોહ વાસ્તવમાં મોહ નથી, બલ્કે આત્મીયતા છે. ॥ ૨૭૬ ॥

---

૧. **અયં નિજઃ પરો વેતિ ગણના લઘુચેતસામ્ ।**
**ઉદારચરિતાનાં તુ વસુધૈવ કુટુમ્બકમ્ ॥** (પંચતંત્ર, અપરીક્ષિત૦ ૩૮)

'આ પોતાનું છે અને આ પરાયું—આ રીતનો વિચાર સંકુચિત ભાવનાની વ્યક્તિ કરે છે. ઉદાર-ભાવવાળી વ્યક્તિઓને માટે તો સકળ વિશ્વ જ પોતાના કુટુંબના જેવું છે.'

**પ્રશ્ન—શાસ્ત્રમાં આવ્યું છે કે ધર્મરાજાની પાસે જવામાં મૃતાત્માને એક વર્ષનો સમય લાગે છે. શું આ બધાને માટે છે?**

**ઉત્તર**—આ બધાને માટે નથી, બલ્કે તેમને માટે છે, જેઓ ઘણા પાપી છે. તેમને માટે ધર્મરાજાની પાસે જવાનો માર્ગ પણ ઘણો કષ્ટદાયક હોય છે. મૃત્યુના પછી પોતપોતાનાં કર્મોના મુજબ ગતિ થાય છે. ભગવાનના ભક્ત ધર્મરાજાની પાસે નથી જતા. ॥ ૨૭૭ ॥

**પ્રશ્ન—અંતકાળે ન ભગવાનનું ચિંતન હોય, ન સંસારનું તો શું ગતિ થશે!**

**ઉત્તર**—આવું સંભવ નથી. કાંઈ ને કાંઈ ચિંતન તો થશે જ—**'ન હિ કશ્ચિત્ક્ષણમપિ જાતુ તિષ્ઠત્યકર્મકૃત્'** (ગીતા ૩/૫) ॥ ૨૭૮ ॥

**પ્રશ્ન—અંત સમયે ભગવાનની યાદ આવે—આના માટે શું કરવું?**

**ઉત્તર**—હરવખત ભગવાનનું સ્મરણ કરવું; કારણ કે હરવખત જ અંતકાળ છે. મૃત્યુ ક્યારે આવી જાય, એની શી ખબર! એટલા માટે ભગવાને ગીતામાં કહ્યું છે—**'તસ્માત્સર્વેષુ કાલેષુ મામનુસ્મર'** (૮/૭) 'એટલા માટે તું સર્વ સમયે મારું સ્મરણ કર અને યુદ્ધ પણ કર.' ॥ ૨૭૯ ॥

**પ્રશ્ન—મનુષ્ય જેનું જેનું ચિંતન કરતો રહીને શરીર છોડે છે, તેને તેને જ પ્રાપ્ત થાય છે—આ નિયમ શું આત્મહત્યા કરનારા પર પણ લાગુ પડે છે?**

**ઉત્તર**—હા, લાગુ પડે છે. પરંતુ તેના દ્વારા ભગવાનનું ચિંતન (શુભ ચિંતન) થવું અઘરું છે. કારણ કે તે દુ:ખી થઈને આત્મહત્યા કરે છે અને તેનો ઉદ્દેશ્ય સુખનો રહે છે. બીજી વાત, પ્રાણ નીકળતી વેળાએ તેને પોતાનાં કરેલાં પર ઘણો પશ્ચાત્તાપ થાય છે પણ તે કંઈ કરી શકતો નથી! ત્રીજી વાત, પ્રાણ નીકળતી વેળાએ તેને ભયંકર કષ્ટ થાય છે. ચોથી વાત, જો તેના ભાવ શુદ્ધ હોય, ભગવાન પર વિશ્વાસ હોય, તે ભગવાનનું ચિંતન કરવા ચાહતો હોય તો તે આત્મહત્યારૂપ મહાપાપ કરશે જ કેમ? બુદ્ધિ અશુદ્ધ થવાથી જ

મનુષ્ય આત્મહત્યા કરે છે. એટલા માટે આત્મહત્યા કરનારની દુર્ગતિ થાય છે.[1] ॥ ૨૮૦ ॥



## વાસુદેવઃ સર્વમ્

**પ્રશ્ન—ગોપીકાઓને બધે ઠેકાણે કૃષ્ણ જ કૃષ્ણ કેવી રીતે દેખાતા હતા? શું આ જ ગીતાનું 'વાસુદેવઃ સર્વમ્' છે?**

**ઉત્તર**—ગીતાના **'વાસુદેવઃ સર્વમ્'**માં બધે ઠેકાણે ભગવાનને તત્ત્વથી જોવાના છે અને ગોપીકાઓનું બધે ઠેકાણે ભગવાનને જોવા દૃષ્ટિથી જોવાનું છે. ગોપીકાઓની આંખની કીકીમાં ભગવાન કૃષ્ણનું ચિત્ર અંકિત થઈ ગયું હતું. એટલા માટે તેમને બધે ઠેકાણે કૃષ્ણ જ દેખાતા હતા. જેમ કોઈ લાલ રંગના ચશ્મા લગાડી લે તો તેને બધે ઠેકાણે લાલ જ લાલ દેખાય છે, એમ જ ગોપીકાઓને બધે ઠેકાણે કૃષ્ણ જ કૃષ્ણ દેખાતા હતા. ॥ ૨૮૧ ॥

**પ્રશ્ન—જ્યારે સર્વ કાંઈ પરમાત્મા જ છે—'વાસુદેવઃ સર્વમ્' તો પછી જડતા શામાં છે?**

**ઉત્તર**—જડતા જીવની દૃષ્ટિમાં છે—**'યયેદં ધાર્યતે જગત્'** (ગીતા ૭/૫). જડતાનું કારણ છે—અજ્ઞાન ॥ ૨૮૨ ॥

**પ્રશ્ન—રાગ છોડવાથી 'વાસુદેવઃ સર્વમ્'નો અનુભવ થશે કે અનુભવ થવાથી રાગ છૂટશે?**

---

૧. **અન્ધં તમો વિશેયુસ્તે યે ચૈવાત્મહનો જનાઃ ।**
**ભુક્ત્વા નિરયસાહસ્રં તે ચ સ્યુર્ગ્રામસૂકરાઃ ॥**
**આત્મઘાતો ન કર્તવ્યસ્તસ્માત્ ક્વાપિ વિપશ્ચિતા ।**
**ઇહાપિ ન પરત્રાપિ ન શુભાન્યાત્મઘાતિનામ્ ॥** (સ્કન્દપુરાણ, કાશી૦ ૧૨/૧૩)

'આત્મહત્યારા લોકો ઘોર નરકમાં જાય છે અને હજારો નરકયાતનાઓ ભોગવીને પછી ગામઠી સૂવરોની યોનિમાં જન્મ લે છે. એટલા માટે સમજદાર મનુષ્યે કદી ભૂલીને પણ આત્મહત્યા નહિ કરવી જોઈએ. આત્મઘાતીઓનું ન આ લોકમાં અને ન પરલોકમાંય કલ્યાણ થાય છે.'

**ઉત્તર**—રાગ છોડવો પણ સાધન છે અને બધામાં પરમાત્માને જોવા પણ સાધન છે. કર્મયોગી રાગનો ત્યાગ કરે છે અને ભક્તિયોગી બધામાં પરમાત્માને જુએ છે. એકની સિદ્ધિ થવાથી બન્નેની સિદ્ધિ થઈ જાય છે. ॥ ૨૮૩ ॥

**પ્રશ્ન—રાગને કારણે પ્રાણી-પદાર્થ ભગવત્સ્વરૂપ નથી દેખાતા તો પછી જે પ્રાણી-પદાર્થોમાં અમારી આસક્તિ નથી, તેઓ ભગવત્સ્વરૂપ કેમ નથી દેખાતા?**

**ઉત્તર**—જ્યાં સુધી અંતરમાં આસક્તિ છે, રાગ-દ્વેષ છે, ત્યાં સુધી સંસાર જ દેખાશે. જ્યારે ભીતરમાં સમતા આવી જશે, ત્યારે **'વાસુદેવઃ સર્વમ્'** દેખાશે.

રાગ મૂળમાં પોતાનામાં છે, પ્રાણી-પદાર્થોમાં નથી. ગીતાએ રાગને રહેવાનાં પાંચ સ્થાન જણાવ્યાં છે—પદાર્થ (૩/૩૪), ઇન્દ્રિયો, મન, બુદ્ધિ (૩/૪૦) અને અહમ્ (૨/૫૯). હકીકતમાં રાગ ખુદ (અહમ્)માં જ છે, પરંતુ તે પાંચ સ્થાનોમાં દેખાય છે. પોતાનામાં હોવાથી જ રાગ પ્રાણી-પદાર્થોમાં દેખાય છે. જ્યારે પોતાનામાં રાગ નહિ રહેશે, ત્યારે સર્વ ઠેકાણે ભગવાન જ દેખાશે. ॥ ૨૮૪ ॥

**પ્રશ્ન—સંસાર વિકૃતિ છે કે ભગવાનનું સ્વરૂપ છે?**

**ઉત્તર**—રાગ-દ્વેષને કારણે સંસાર વિકૃતિ છે. જો રાગ-દ્વેષ ન થાય તો એ ભગવત્સ્વરૂપ જ છે. રાગને હટાવવાને માટે જ સંસારને વિકૃતિ કહેવામાં આવ્યો છે. ॥ ૨૮૫ ॥

**પ્રશ્ન—જડતા બુદ્ધિમાં છે, અન્યથા બધો સંસાર ચિન્મય છે—જો આવી વાત છે તો પછી ભગવાનના ધામમાં અને સંસારમાં શું ફરક રહ્યો?**

**ઉત્તર**—જેમ 'રામાયણ'માં ભગવાને કહ્યું છે—**'સાતવઁ સમ મોહિ મય જગ દેખા । મોતેં સંત અધિક કરિ લેખા ॥'** (અરણ્ય૰ ૩૬/૨). એમ જ સંસાર ચિન્મય છે પણ ભગવાન તેનાથી પણ વિલક્ષણ અર્થાત્ ચિન્મયતાના પણ સાર છે. એટલા માટે તેમને 'આનંદકંદ'

પણ કહેવામાં આવે છે. ॥ ૨૮૬ ॥

**પ્રશ્ન—'વાસુદેવઃ સર્વમ્'ના વિષયમાં બે જાતની વાતો સાંભળવામાં આવે છે—એક તો ભગવાન આપણી સામે જે રૂપમાં આવે, તે રૂપને અનુસાર તેમની સાથે વ્યવહાર કરવો અને બીજી, ભગવાન કોઈ પણ રૂપમાં આવે, તેમની સાથે સાક્ષાત્ ભગવાનની જેમ જ વ્યવહાર કરવો; જેમ કે મીરાબાઈએ સિંહની આરતી ઉતારી, નામદેવજી કૂતરાની પાછળ ઘી લઈને દોડ્યા, વગેરે. અમારે કઈ વાતને માનવી?**

**ઉત્તર**—મીરા, નામદેવ વગેરેની જેમ વ્યવહાર કરવો સિદ્ધાવસ્થાની વાત છે. સાધકે તો મર્યાદાના અનુસાર યથાયોગ્ય વ્યવહાર કરવો જોઈએ. સાધકને માટે જરૂરી છે કે બહારથી યથાયોગ્ય વ્યવહાર કરતા રહીને પણ હૃદયથી કોઈને બૂરા ન માનવા, કોઈનું અપમાન-તિરસ્કાર ન કરવા. ॥ ૨૮૭ ॥

**પ્રશ્ન—સંસારમાં તો નિરંતર પરિવર્તન થાય છે, પછી તે પરમાત્માનું સ્વરૂપ કેવી રીતે?**

**ઉત્તર**—જેમ કાચીંડો કેટલાય રંગ બદલે છે પણ રંગ બદલવા છતાં પણ કાચીંડો તે જ રહે છે અને તે રંગ કાચીંડાના જ હોય છે. રંગોને કાચીંડાથી અલગ નથી કરી શકતા. એમ જ પ્રકૃતિ ભગવાનની જ શક્તિ છે અને શક્તિને શક્તિમાનથી અલગ નથી કરી શકતા.

જેમ સમુદ્રની ઉપર લહેરો ચાલતી દેખાય છે પણ ભીતરમાં એક સમ, શાંત સમુદ્ર છે. સમુદ્રની ભીતર કોઈ લહેર નથી. એમ જ સંસાર પણ એ પરમાત્માની જ લહેરો છે. તેથી પરિવર્તન પણ પરમાત્માનું સ્વરૂપ છે અને અપરિવર્તન પણ—**'સદ્સચ્ચાહમર્જુન'** (ગીતા ૯/૧૯) ॥ ૨૮૮ ॥

**પ્રશ્ન—શક્તિ (પ્રકૃતિ) તો શક્તિમાન (ભગવાન)ને આધીન હોય છે, પછી તે તેનું સ્વરૂપ કેવી રીતે થઈ?**

**ઉત્તર**—શક્તિ શક્તિમાનથી અલગ નથી થતી; જેમ નખ, વાળ

વગેરે નિષ્પ્રાણ ચીજો પણ આપણાથી અલગ નથી હોતી, બલ્કે આપણું જ સ્વરૂપ હોય છે. તેથી પરમાત્માથી અલગ પ્રકૃતિની સ્વતંત્ર સત્તા નથી. ॥ ૨૮૯ ॥

**પ્રશ્ન—જ્યારે બધો સંસાર ભગવત્સ્વરૂપ જ છે તો પછી બીજાને ઉપદેશ કેમ આપવામાં આવે છે?**

**ઉત્તર**—બીજાને ઉપદેશ પણ પોતાના માનીને જ આપવામાં આવે છે કે જેમ પોતાનામાં ભૂલ છે, તેમ જ બીજામાં પણ છે. જેમ પોતાનામાં ઊણપ દેખાવાથી તેનો સુધારો કરીએ છીએ, એમ જ બીજાની ઊણપને પણ પોતાની ઊણપ માનીને તેનો સુધારો કરીએ છીએ. તેથી હકીકતમાં ઉપદેશ પોતાને જ આપવામાં આવે છે—**'ઉદ્ધરેદાત્મનાત્માનમ્'** (ગીતા ૬/૫). બીજાને ઉપદેશ તેની દૃષ્ટિથી આપવામાં આવે છે; કેમ કે તે આપણાથી ઉપદેશ ચાહે છે.

રાગ બે રીતે દૂર કરી શકાય છે—વિચારના દ્વારા દૂર થાય અથવા કરીને થાય. જો આપણી વાસના ઉપદેશ આપવાની, વ્યાખ્યાન આપવાની છે તો એ વાસનાને દૂર કરવાને માટે ભગવાન આપણી સામે અજ્ઞાની બનીને, શ્રોતા બનીને આવે છે. રાજા બનીને શાસન કરવાની વાસના છે તો ભગવાન પ્રજા બનીને આવે છે. ॥ ૨૯૦ ॥

**પ્રશ્ન—સમતા અને 'વાસુદેવઃ સર્વમ્'—બન્નેમાં શું ફેર છે?**

**ઉત્તર**—સમતામાં પોતાના મતનો સંસ્કાર (સૂક્ષ્મ અહમ્) રહે છે પણ **'વાસુદેવઃ સર્વમ્'**માં કોઈ મતભેદ નથી રહેતો; કેમ કે આમાં બધા મત-મતાંતર પણ વાસુદેવ જ છે. સમતામાં તો સ્વરૂપની મુખ્યતા છે પણ **'વાસુદેવઃ સર્વમ્'**માં ભગવાનની મુખ્યતા છે. ॥ ૨૯૧ ॥

**પ્રશ્ન—એક વાત એ કહેવામાં આવે છે કે સંસાર (જડ) પણ પરમાત્માનું જ સ્વરૂપ છે અને એક વાત એ કહેવામાં આવે છે કે સંસાર તો આપણી દૃષ્ટિમાં છે, વાસ્તવમાં સંસાર છે જ નહિ, બલકે સત્તારૂપે એક પરમાત્મા જ છે. બન્નેમાં કઈ વાત માનવી?**

**ઉત્તર**—જ્યાં સુધી આપણી દૃષ્ટિમાં સંસારની સત્તા છે, ત્યાં સુધી

એ માનવું જોઈએ કે સંસાર પરમાત્માનું જ સ્વરૂપ છે. જો આપણે સંસારની સત્તા ન માનીએ તો એક પરમાત્માના સિવાય કાંઈ નથી.

સંસારરૂપે પણ તે જ છે અને સત્તારૂપે પણ તે જ છે; કેમ કે વાસ્તવમાં સંસાર છે નહિ. સત્‌થી જ અસત્‌નું ભાન થાય છે. સત્‌ના વિના અસત્‌નું ભાન જ નથી થતું. જ્ઞાની અને પરમાત્માની દૃષ્ટિમાં સંસાર છે જ નહિ. સંસાર તો જીવની દૃષ્ટિમાં છે. કારણ કે સંસારની સ્વતંત્ર સત્તા છે જ નહિ. ॥ ૨૯૨ ॥

**પ્રશ્ન—સંસાર (જડ) ન દેખાઈને માત્ર પરમાત્મા કેવી રીતે જોવા?**

**ઉત્તર**—સંસાર દેખાય છે તો દેખાતો રહે, અડચણ શું છે? જોવાનું સીમિત હોય છે, તત્ત્વ અસીમ છે. સૂર્ય થાળીના જેવો દેખાય છે તો શું તે એવો જ છે? દેખાવું વ્યક્તિગત છે. જે વ્યક્તિગત હોય છે, તે સિદ્ધાંત નથી હોતો. દેખાનારો અને દેખનારો—બધાનો અભાવ થઈ જશે અને પરમાત્મતત્ત્વ બાકી રહી જશે. દેખાવું અને દેખવું એ તત્ત્વના અંતર્ગત છે. તેથી દેખાવા-દેખવાનો આગ્રહ નહિ રાખવો જોઈએ. ॥ ૨૯૩ ॥

**પ્રશ્ન—સંસારને ભગવાનનો આદિ આવતાર કહેવામાં આવ્યો છે—'આદ્યોઽવતારઃ પુરુષઃ પરસ્ય' (શ્રીમદ્ભા૦ ૨/૬/૪૧), પછી સંસાર અસત્ય કેવી રીતે થયો?**

**ઉત્તર**—ભગવાનનો અવતાર સત્ય છે, સંસાર સત્ય નથી. ॥ ૨૯૪ ॥

**પ્રશ્ન—શું બધા જ ભક્તોને અંતે 'વાસુદેવઃ સર્વમ્' (સર્વ કાંઈ ભગવાન જ છે)નો અનુભવ થઈ જાય છે?**

**ઉત્તર**—બધાને નથી થતો, બલ્કે તેને થાય છે, જેનામાં પોતાનો મત (ભક્તિ)નો આગ્રહ નથી, પોતાની માન્યતામાં સંતોષ નથી. જો તે જ્ઞાનને હીન દૃષ્ટિથી જુએ છે તો તેને **'વાસુદેવઃ સર્વમ્'**નો અનુભવ નથી થતો. ॥ ૨૯૫ ॥

**પ્રશ્ન—'સર્વં ખલ્વિદં બ્રહ્મ' (છાંદોગ્ય૰ ૩/૧૪/૧) અને 'વાસુદેવઃ સર્વમ્' (ગીતા ૭/૧૯)—બન્નેમાં શું ફેર છે?**

**ઉત્તર—'સર્વં ખલ્વિદં બ્રહ્મ'**માં નિર્ગુણની મુખ્યતા છે તથા એમાં અસત્‌નો નિષેધ છે. પરંતુ **'વાસુદેવઃ સર્વમ્'**માં સગુણની મુખ્યતા છે તથા આમાં અસત્‌નો નિષેધ નથી.

સગુણમાં તો નિર્ગુણ આવી શકે છે પણ નિર્ગુણમાં સગુણ નથી આવી શકતું. નિર્ગુણમાં ગુણોનો નિષેધ જ કરી દીધો, પછી ગુણ કેવી રીતે આવે? સગુણ બધા ગુણોનો આશ્રય છે પણ તે કોઈ ગુણને આશ્રિત, ગુણથી આબદ્ધ નથી. ભગવાને પણ સગુણને 'સમગ્ર' કહ્યું છે—**'અસંશયં સમગ્રં મામ્'** (ગીતા ૭/૧). સમગ્રમાં સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર અને જડ-ચેતન, સત્-અસત્ વગેરે સર્વ કાંઈ આવી જાય છે. ॥ ૨૯૬ ॥

**પ્રશ્ન—એક વાત છે કે 'સર્વ કાંઈ ભગવાન જ છે' અને એક વાત છે કે 'અમે ભગવાનના છીએ, ભગવાન અમારા છે—બન્નેમાં અમારે કઈ વાતને માનવી?**

**ઉત્તર**—પહેલાં એ માનો કે 'અમે ભગવાનના છીએ, ભગવાન અમારા છે.' આ વાતને માનવાથી જ એ અનુભવ થઈ જશે કે 'હું છું નહિ, ભગવાન જ છે'. ॥ ૨૯૭ ॥

**પ્રશ્ન—અનેકતા 'છે'માં છે કે 'નથી'માં?**

**ઉત્તર**—એકમાં જ અનેકતા છે અર્થાત્ 'છે'માં જ અનેકતા છે. 'છે'ના સિવાય કોઈની સ્વતંત્ર સત્તા નથી. 'છે'માં બધા એક છે. 'છે'માં અનેકતાનો નિષેધ નથી, બલ્કે અન્ય સત્તાનો નિષેધ છે. ॥ ૨૯૮ ॥



## વિવેક

**પ્રશ્ન—વિવેક કયા ઉપાયથી વધે છે?**

**ઉત્તર**—જો મનુષ્ય વિવેકનો આદર કરે અર્થાત્ વિવેક-વિરુદ્ધ કાર્ય ન કરે તો તેનો વિવેક ગુરુ વગેરેની મદદના વિના આપમેળે વધી જાય છે. જો તે જાણી કરીને ન કરવા લાયક કામ કરશે તો વિવેક નહિ વધશે. વિવેક-વિરુદ્ધ કાર્ય કરવાથી વિવેકનું વધવું રૂંધાઈ જાય છે. ॥ ૨૯૯ ॥

**પ્રશ્ન—વિવેકની આવશ્યકતા ક્યાં સુધી છે?**

**ઉત્તર**—જડ પદાર્થોના સંયોગથી થનારા સુખના ત્યાગ સુધી. આશય એ છે કે વિવેકની આવશ્યકતા જડનું આકર્ષણ (રાગ, આસક્તિ) મટાડવામાં છે. એટલા માટે વિવેકથી વૈરાગ્ય થાય છે. વિવેકનો આદર એટલો થવો જોઈએ કે જડતાનું આકર્ષણ તદ્દન ખલાસ થઈ જાય. ॥ ૩૦૦ ॥

**પ્રશ્ન—વિચાર અને વિવેકમાં શું ફેર છે?**

**ઉત્તર**—વિચારમાં ઉહાપોહ થાય છે કે આ નિત્ય કેવી રીતે છે, આ અનિત્ય કેવી રીતે છે, વગેરે. પરંતુ વિવેકમાં નિત્ય અને અનિત્ય વગેરે બે વસ્તુઓનું વિશ્લેષણ થાય છે. જ્યાં સુધી વિવેક પુષ્ટ નથી થતો, ત્યાં સુધી તેની સાથે વિચાર રહે છે. વિવેક પુષ્ટ થવાથી વિચાર નથી રહેતો, બલ્કે કેવળ વિવેક રહે છે. ॥ ૩૦૧ ॥



## સંકલ્પ

**પ્રશ્ન—સંકલ્પ કર્યા વિના કોઈ પણ કાર્ય કેવી રીતે કરવામાં આવશે?**

**ઉત્તર**—હકીકતમાં કર્મ કરવાની સ્ફુરણા અથવા વિચાર થાય છે, સંકલ્પ નથી થતો. સંકલ્પ તે હોય છે, જેમાં પોતાની આસક્તિ, મમતા અને આગ્રહ રહે છે. કાર્ય કરવાની સ્ફુરણા અથવા વિચાર બાંધનારો નથી હોતો પણ સંકલ્પ બાંધનારો હોય છે. ॥ ૩૦૨ ॥

**પ્રશ્ન—ભગવાન પણ જ્યારે સંકલ્પ કરે છે, ત્યારે જ સૃષ્ટિ પેદા થાય છે તો શું આ સંકલ્પ બાંધનારો નથી થતો?**

**ઉત્તર**—ભગવાનના સંકલ્પમાં ન આસક્તિ છે, ન આગ્રહ છે, ન પોતાને માટે કાંઈ પામવાની ઇચ્છા છે. તેથી હકીકતમાં એ સંકલ્પ નથી, બલ્કે સ્ફુરણા છે. સ્ફુરણામાત્રને જ સંકલ્પ નામથી કહેવામાં આવ્યું છે. ॥ ૩૦૩ ॥

**પ્રશ્ન—ક્રિયામાત્ર પ્રકૃતિમાં થાય છે પણ કેટલીક ક્રિયાઓ આપણે સંકલ્પપૂર્વક કરીએ છીએ; જેમ કે ભોજન સ્વતઃ પચે છે પણ આપણે ભોજન કરવાનો સંકલ્પ કરીએ છીએ, ત્યારે ભોજન કરીએ છીએ. આ સંકલ્પ પોતાનામાં થયો?**

**ઉત્તર**—હકીકતમાં સંકલ્પ પણ પ્રકૃતિમાં જ થાય છે, સ્વયંમાં નથી. સંકલ્પનો આધાર છે—અજ્ઞાન, અવિવેક. વિવેક સ્પષ્ટ ન હોવાથી મનુષ્ય પોતાનામાં સંકલ્પ માને છે, પોતાને કર્તા માને છે. સંકલ્પથી પછી કામના પેદા થાય છે. મન-બુદ્ધિની સાથે પોતાની એકતા માનવાથી જ સંકલ્પ-વિકલ્પ પોતાનામાં દેખાય છે.

ભૂખ પ્રાણોનો ધર્મ છે, સ્વયંનો નથી. પ્રાણોની સાથે તાદાત્મ્ય થવાથી એવું માલૂમ થાય છે કે ભૂખ મને લાગી છે અને 'હું ભોજન કરું છું'—એવો સંકલ્પ થાય છે. ભોજન પ્રાણોના પોષણને માટે હોય છે, સ્વયંના પોષણના માટે નહિ. જો પ્રાણોની સાથે તાદાત્મ્ય ન કરીએ તો સ્ફુરણા થશે, સંકલ્પ નહિ થશે. ॥ ૩૦૪ ॥

**પ્રશ્ન—સંતોની વાણીમાં આવે છે કે ભગવાન સત્ય સંકલ્પને પૂરા કરે છે, આનો આશય છે?**

**ઉત્તર**—સત્ય-તત્ત્વ (પરમાત્મા)-ની પ્રાપ્તિનો સંકલ્પ જ સત્ય સંકલ્પ છે, જેને ભગવાન પૂરો કરે છે. અસત્ (સંસાર)નો સંકલ્પ પૂરો થવા અથવા ન થવામાં પ્રારબ્ધ કારણ છે. ॥ ૩૦૫ ॥

—■—

## સંત-મહાત્મા (દે૰ જીવન્મુક્ત)

**પ્રશ્ન—સાધુ, સંત અને મહાત્મા—ત્રણેમાં શું ફેર છે?**

**ઉત્તર**—જે સાધનમાં લાગેલો છે, તે 'સાધુ' છે. જેણે સાધન કરીને અનુભવ કરી લીધો છે અને જેની વાણી, આચરણ વગેરે બધામાં સત્-તત્ત્વ ઉદ્ભાસિત હોય છે, તે 'સંત' છે. જેની દૃષ્ટિમાં હું-મારું, તું-તારુંનો ભેદ નથી રહ્યો, જેનો સૌ પ્રાણીઓના પ્રત્યે સમાન ભાવ થઈ ગયો, તે 'મહાત્મા' છે.

ગૃહસ્થ, સંન્યાસી વગેરે બધા જ વર્ણ, આશ્રમ, દેશ, વેશ વગેરેના વ્યક્તિ સાધુ, સંત, મહાત્મા થઈ શકે છે. ગેરુઆ વસ્ત્રધારીઓના વેશમાં વધારે સાધુ, સંત, મહાત્મા થઈ ચુક્યા છે, એટલા માટે આ વેશને લીધે પણ લોકો સાધુ, સંત, મહાત્મા કહી દે છે. ॥ ૩૦૬ ॥

**પ્રશ્ન—મહાત્મા શરીર છૂટવાથી સર્વવ્યાપી થાય છે કે પહેલાં?**

**ઉત્તર**—તે સર્વવ્યાપી તો મુક્ત થતાં જ થઈ જાય છે. માત્ર લોકોની દૃષ્ટિમાં દેહનું આવરણ દેખાય છે. ॥ ૩૦૭ ॥

**પ્રશ્ન—પછી શરીર છૂટ્યા બાદ તેમનો પ્રચાર વધારે કેમ થાય છે?**

**ઉત્તર**—શરીરના રહેતા તેમનો મત એક વ્યક્તિનો દેખાય છે. પરંતુ શરીર છૂટ્યા પછી વ્યક્તિનો મત ન દેખાઈને માત્ર સિદ્ધાંત દેખાય છે. મતના કરતાં સિદ્ધાંતનો લોકોમાં વધારે પ્રચાર થાય છે. વ્યક્તિને લઈને મત હોય છે અને તત્ત્વને લઈને સિદ્ધાંત હોય છે. ॥ ૩૦૮ ॥

**પ્રશ્ન—સંત-મહાત્માએ કોઈ આદેશ આપવો હોય તો સ્વપ્નમાં કેમ આપે છે?**

**ઉત્તર**—જાગ્રતમાં તેઓ આજ્ઞા આપે અને તે તેને ન માને તો પાપ લાગશે, એટલા માટે તેઓ સ્વપ્નમાં આજ્ઞા આપે છે. સ્વપ્નમાં આપેલી આજ્ઞા જો ન માને તો પાપ નહિ લાગશે અને માને તો લાભ થશે. ॥ ૩૦૯ ॥

**પ્રશ્ન—ભગવાનની લીલાને જોવાથી જે મોહ થાય છે, તે તો લીલાના શ્રવણથી દૂર થઈ જાય છે. પરંતુ સંતોની લીલા (આચરણ)**

**જોવાથી જે મોહ થાય છે, તે કયા ઉપાયથી દૂર થાય છે?**

**ઉત્તર**—સંતોની લીલા જોવાથી જે મોહ થાય છે, તેના નાશનો ઉપાય છે—તેમની તાત્ત્વિક વાતોની તરફ ધ્યાન આપવું, તેમનાં આચરણોની તરફ નહિ. કારણ કે તેમનાં આચરણ દેશ, કાળ, પરિસ્થિતિ વગેરેના અનુસાર તથા સામેવાળી વ્યક્તિના ભાવના અનુસાર હોય છે, જેને આપણે પૂરાં નથી સમજી શકતાં. ॥ ૩૧૦ ॥

**પ્રશ્ન—ભારે તાવમાં પણ સંતોને આનંદ કેમ થાય છે?**

**ઉત્તર**—કારણ કે તેમની દૃષ્ટિ લાભ પર રહે છે કે અમારાં પાપ કપાઈ રહ્યાં છે! જેમ કાંટો કાઢવાના સમયે પીડા થાય છે તો તે બૂરી નથી લાગતી. સ્ત્રી પ્રસવની પીડાને પણ પ્રસન્નતાપૂર્વક સહન કરી લે છે કે પુત્ર થયો છે! ॥ ૩૧૧ ॥

**પ્રશ્ન—સંતોએ રાજકારણમાં આવવું જોઈએ કે નહિ?**

**ઉત્તર**—જો શાસક લોકો પોતાના પદનો દુરુપયોગ કરતા હોય તો સંતોએ રાજકારણમાં આવવું જ જોઈએ. જો સ્વાર્થભાવ ન હોય અને માત્ર પરહિતનો ભાવ હોય તો રાજકારણ બાધક નથી. ॥ ૩૧૨ ॥

**પ્રશ્ન—સંતોમાં પરસ્પર સંગઠન કેવી રીતે થાય?**

**ઉત્તર**—સંતોમાં સંગઠન ત્યારે જ થશે, જ્યારે બધાનો ઉદ્દેશ્ય એક જ હોય. જો તેમનામાં બહારથી એકતા કરવા ચાહીશું તો તે નથી થઈ શકતી; કેમ કે બહારથી બધા અલગ અલગ વિધિઓનું પાલન કરે છે. તેથી સંતોને માટે જરૂરી છે કે તેઓ પોતાના સિદ્ધાંત પર પોતાના ઉદ્દેશ્ય પર દૃઢ રહે. ॥ ૩૧૩ ॥

**પ્રશ્ન—સંત-મહાત્મા ઉપદેશ આપે છે તો તેમની શું દૃષ્ટિ રહે છે?**

**ઉત્તર**—તેઓ લોકોની દૃષ્ટિમાં તેમને ઉપદેશ આપે છે, તેમને ભગવાનમાં વાળે છે. પરંતુ તેમની પોતાની દૃષ્ટિમાં એક ભગવાનના સિવાય બીજું કાંઈ છે જ નહિ—**'વાસુદેવઃ સર્વમ્'**. જેવી સ્થિતિમાં સામાન્ય લોકો છે, તેવી સ્થિતિમાં ઉતરીને તેઓ ઉપદેશ આપે છે. ॥ ૩૧૪ ॥

**પ્રશ્ન—એક વાત આવે છે કે સંત બીજાઓનાં દુઃખથી દુઃખી થાય છે અને એક વાત આવે છે કે સંત હકીકતમાં ન પોતાના દુઃખથી દુઃખી થાય છે, ન બીજાંઓનાં દુઃખથી—આનો આશય શું છે?**

**ઉત્તર**—જેમ સમુદ્રના ઉપર લહેરો ઉઠે છે પણ સમુદ્રની ભીતર લહેરો નથી, એમ જ સંત વ્યવહારમાં સુખી-દુઃખી થતા દેખાય છે પણ ભીતર (તત્ત્વ)-થી તેઓ ન સુખી હોય છે, ન દુઃખી. તેઓ બીજાના દુઃખથી દુઃખી નથી થતા, બલ્કે તેમનું દુઃખ દૂર કરવાની ચેષ્ટા કરે છે. ॥ ૩૧૫ ॥

**પ્રશ્ન—કોઈ સંતને તેમના અનુભવની વાત પૂછવી જોઈએ કે નહિ?**

**ઉત્તર**—પારમાર્થિક વિષયમાં અનુભવની વાત પૂછવી અને અનુભવની વાત કહેવી—બન્નેય ઉચિત નથી. લૌકિક બાબતમાં પણ એ પૂછવું કે 'તારી પાસે કુલ કેટલા રૂપિયા છે' અસભ્ય માનવામાં આવે છે. મારી પાસે બેંકમાં આટલા રૂપિયા છે—એ પણ કોઈ નથી જણાવતું. એ પૂછવા-કહેવાની વાત જ નથી. શું ભગવાન રૂપિયાથી પણ નકામા છે?

બીજી વાત, જે અનુભવની વાત પૂછે છે, તેમાં પેલા સંતની પ્રત્યે અશ્રદ્ધા રહે છે. જો કાંઈ અશ્રદ્ધા, અવિશ્વાસ, શંકા ન હોય તો તે પૂછે જ કેમ? સંત જવાબ આપે કે હા, મને પરમાત્મતત્ત્વનો અનુભવ થયો છે તો તેનાથી પૂછનારાના મનમાં અશ્રદ્ધા જ પેદા થશે કે આ બધા આત્મશ્લાઘા કરે છે. જો સંત કહે કે અનુભવ નથી થયો તો પણ અશ્રદ્ધા જ થશે.[1] તેથી

---

૧. ઉપનિષદ્‌માં શિષ્ય પોતાના ગુરુના પ્રત્યે કહે છે—

**नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च।**
**यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च॥** (કેન. ૨/૨)

'હું તત્ત્વને સારી રીતે જાણી ગયો છું—એમ હું નથી માનતો અને ન એવુંય માનું છું કે હું તત્ત્વને નથી જાણતો; કેમ કે જાણું પણ છું. હું તત્ત્વને જાણું છું અથવા નથી જાણતો—એવો સંદેહ પણ નથી. અમારામાંથી જે કોઈ પણ એ તત્ત્વને જાણે છે તે જ મારાં ઉપર જણાવેલાં વચનનાં તાત્પર્યને જાણે છે.'

અનુભવની વાત પૂછવાથી પૂછનારાને નુકસાન (અશ્રદ્ધા) જ થાય છે, લાભ નથી થતો.

ત્રીજી વાત, અનુભવી મહાપુરુષની દૃષ્ટિમાં કોઈ પણ વ્યક્તિ અજ્ઞાની નથી હોતી. તેમની દૃષ્ટિમાં જ્ઞાની-અજ્ઞાનીનો ભેદ હોતો જ નથી. તેમની દૃષ્ટિમાં જ્ઞાન બધામાં છે પણ બિચારા સમજતા નથી. હું છું—એમ પોતાની સત્તાને બધા જ માને છે પણ ભૂલથી શરીરને લીધે સત્તા માને છે. હકીકતમાં જ્ઞાન નથી થતું. બલ્કે અજ્ઞાનનો નાશ થાય છે. જ્ઞાન તો સ્વતઃસિદ્ધ છે. એટલા માટે અનુભવ થવાથી એવું નથી દેખાતું કે પહેલાં નહિ હતો, હવે અનુભવ થયો છે, સ્વતઃ સ્વાભાવિક દેખાય છે કે આ તો પહેલાંથી જ છે, નવું શું થયું?

પૂછનારો તો અનુભવની વાત પૂછી લે છે પણ અનુભવી સંત આનો ઉત્તર કેવી રીતે આપે? જો તે કહે કે મને અનુભવ થઈ ગયો તો અસત્યનો દોષ લાગશે; કેમ કે તે એવું માનતો જ નથી કે મને અનુભવ થયો છે, બીજાઓને નહિ. ઉપનિષદ્‌માં આવ્યું છે કે જ્યારે રાજા જનકે કહ્યું કે આ બધી એક હજાર ગયો છે, જે બ્રહ્મજ્ઞાની હોય, તે આમને લઈ જાય, ત્યારે યાજ્ઞવલ્કયજી ઊભા થઈ ગયા અને પોતાના શિષ્યને કહ્યું કે આ ગાયોને લઈ ચાલો. રાજા જનકના હોતા અશ્વલે પૂછ્યું કે શું બધામાં તું જ બ્રહ્મજ્ઞાની છો? ત્યારે યાજ્ઞવલ્કજીએ કહ્યું કે બ્રહ્મજ્ઞાનીને તો અમે નમસ્કાર કરીએ છીએ, અમારે તો ગાયોની જરૂરત છે, એટલા માટે તેમને લઈ જાઉં છું, જો તને શંકા હોય તો પ્રશ્ન કર. ॥ ૩૧૬ ॥

**પ્રશ્ન—સાચા સંત કોણ છે?**

**ઉત્તર**—જે પોતાનો ઉદ્ધાર કરી ચુક્યા છે અને બીજાનો ઉદ્ધાર કરવા સિવાય જેનામાં બીજી કોઈ ઇચ્છા નથી. જેનામાં સ્વાર્થની ગંધ પણ નથી. જેને ઉદ્ધારના સિવાય સંસારથી બીજો કોઈ મતલબ નથી, કાંઈ લેવાનું નથી. ॥ ૩૧૭ ॥

—■—

## સંસાર (દે૰ સુખાસક્તિ)

**પ્રશ્ન—સૂક્ષ્મ જગત અને કારણ જગત શું છે?**

**ઉત્તર**—પ્રાણીમાત્રનાં (સમષ્ટિ) સૂક્ષ્મશરીર મળીને સૂક્ષ્મ જગત અને કારણશરીર મળીને કારણ જગત કહેવાય છે. ॥ ૩૧૮ ॥

**પ્રશ્ન—સંસારની અસર ન પડે—એના માટે શું કરવું?**

**ઉત્તર**—સંસારની અસર મન, બુદ્ધિ, ઇન્દ્રિયો પર પડે છે, પોતાના પર નહિ—આની તરફ ખ્યાલ રાખવો. સંસારની અસર સદા રહેશે નહિ, નષ્ટ પામશે, એટલા માટે એની પરવા ન કરવી. હું તેનાથી અલગ છું—એ તરફ દૃષ્ટિ રાખીશું તો તેનું મૂળ કપાઈ જશે.

આપણે પરમાત્માના અંશ છીએ, એટલા માટે આપણો સંબંધ પરમાત્માની સાથે છે. સંસારમાં કોઈ પણ વસ્તુ વ્યક્તિગત નથી. શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પ્રકૃતિના અંશ છે, એટલા માટે તેમનો સંબંધ પ્રકૃતિની સાથે છે, આપણી સાથે નથી. ॥ ૩૧૯ ॥

**પ્રશ્ન—નાશવંતમાં આકર્ષણ થવાનું કારણ શું છે?**

**ઉત્તર**—આનું કારણ છે—અજ્ઞાન, મૂર્ખતા. અજ્ઞાન એ છે કે સંસારના સંબંધથી થનારા દુઃખને સંસારના સંબંધથી જ દૂર કરવા ચાહે છે. ॥ ૩૨૦ ॥

**પ્રશ્ન—સાંસારિક રુચિનો નાશ કેવી રીતે થાય?**

**ઉત્તર**—જેટલું સુખ લીધું છે, તેનાથી કાંઈક વધારે દુઃખ થઈ જાય તો રુચિ નષ્ટ થઈ જશે. આ દુઃખ થશે વિચારથી અથવા સત્સંગથી. એમનાથી પણ ન થાય તો ભગવાનને પ્રાર્થના કરવી. વિચારથી આ રુચિ એટલી જલદી નથી છૂટતી, જેટલી જલદી બીજાઓને સુખ આપવાથી અથવા ભગવાનના શરણે થઈને તેમને પોકારવાથી છૂટે છે. જેમની ભગવાનમાં રુચિ છે, ભોગોમાં રુચિ નથી, તેમની પાસે બેસવાથી પણ રુચિ મટે છે. ॥ ૩૨૧ ॥

**પ્રશ્ન—ભગવાન સાંસારિક રુચિ કેમ નથી છોડાવતા?**

**ઉત્તર**—ભગવાન પોતાની તરફથી કોઈના સુખને નથી

છોડાવતા. એ કામ ચોર-ડાકુઓનું છે! ॥ ૩૨૨ ॥

**પ્રશ્ન—અમે રુચિ છોડવા ચાહીએ જ છીએ, છતાં ભગવાન કેમ નથી છોડાવતાં?**

**ઉત્તર**—સાંસારિક રુચિ તો વધારે છે પણ તેને છોડવાની ચાહના કમજોર છે, ત્યારે જ ભગવાન નથી છોડાવતા. ॥ ૩૨૩ ॥

**પ્રશ્ન—સંસારનું ખેંચાણ દૂર કરવાનો ઉત્તમ ઉપાય શું છે?**

**ઉત્તર**—વિષયોનું સેવન રાગપૂર્વક ન કરવું પણ ભજન રાગપૂર્વક (પ્રેમપૂર્વક) કરવું. વિષયોનું સેવન કરતી વેળાએ, ભોગ ભોગવતી વેળાએ હૃદયને કઠોર રાખવું અર્થાત્ ભોગોમાં રસ ન લેવો, તેમનાથી નિર્લિપ્ત રહેવું. કારણે કે જેમ પીગળેલા મીણમાં રંગ નાખવાથી રંગ તેની અંદર બેસી જાય છે, એમ જ હૃદય દ્રવિત થવાથી પેલા વિષય ભીતર જામી જાય છે. ॥ ૩૨૪ ॥

**પ્રશ્ન—જે પ્રત્યક્ષ દેખાઈ રહ્યો છે, એ સંસારનો સર્વથા અભાવ કેવી રીતે માનવો?**

**ઉત્તર**—જે દેખાય છે, તેની સત્તા હોય છે—એ જરૂરી નથી. મૃગતૃષ્ણાનું જળ દેખાય છે, દર્પણમાં મોં દેખાય છે, દોરડીમાં સાપ દેખાય છે તો શું તેની સત્તા છે?

વિચારપૂર્વક જોઈશું તો સંસારનો પહેલાં પણ અભાવ હતો, પછી પણ અભાવ થઈ જશે અને હાલમાં પણ આનો પ્રતિક્ષણ અભાવ થઈ રહ્યો છે. જે પ્રતિક્ષણે બદલાઈ રહ્યો છે, એની સત્તા કેવી રીતે સ્વીકારવી?

ઉત્પત્તિ-વિનાશનો પ્રવાહ જ વર્તમાનમાં સ્થિતિરૂપે દેખાઈ રહ્યો છે. જેમ અગાઉ ક્યારેક મહાભારતની ઘટનાઓ વર્તમાનમાં હતી અને ઘણી નક્કર દેખાતી હતી પણ આજે છે શું? આજે માત્ર તેમની કથા બાકી રહી ગઈ છે. એમ જ હમણાં જે વર્તમાનમાં દેખાય છે, એ પણ નહિ રહેશે.

બીજથી અંકુર બને છે, અંકુરથી છોડ બને છે, છોડથી વૃક્ષ બને

છે, પછી તેમાં ફૂલ અને ફળ લાગે છે—આવી રીતે સંસારમાં નિરંતર પરિવર્તન થઈ રહ્યું છે. અંકુર થયો તો બીજ નહિ રહ્યું. છોડ બન્યો તો અંકુર નહિ રહ્યો, વૃક્ષ બન્યું તો છોડ નહિ રહ્યો! સારાંશ છે કે સંસારમાં સ્થિતિ નામની કોઈ ચીજ છે જ નહિ.

સંસારનો તો અભાવ જ છે, તે દેખાય તો શું અને ન દેખાય તો શું! દર્પણમાં મુખ દેખાય તો શું અને ન દેખાય તો શું! ॥ ૩૨૫ ॥

**પ્રશ્ન—સંસારની સત્તાનો અભાવ કરવો અથવા તેની સાથે પોતાનો સંબંધ ન માનવો?**

**ઉત્તર**—એક જ વાત છે. સત્તાનો અભાવ કરવા કરતાં પોતાનો સંબંધ ન માનવો સહેલું અને શ્રેષ્ઠ છે. સંસાર સત્ હોય કે અસત્, તેની સાથે આપણે કોઈ લેવા-દેવા નથી. જેમ સ્વપ્નની સૃષ્ટિ છે તો ઠીક, નથી તો ઠીક, તેની સાથે આપણે શું લેવા-દેવા? એક-બે નહિ, ચોરાસી લાખ યોનિઓ વીતી ગઈ પણ આપણે તે જ એક રહ્યા. જ્યારે ચોરાસી લાખ યોનિઓ સાથે આપણો સંબંધ નથી રહ્યો તો પછી આવા એક શરીર સાથે સંબંધ કેવી રીતે રહેશે? સંબંધ રહેવો સંભવ જ નથી. ॥ ૩૨૬ ॥

**પ્રશ્ન—આપણું સ્વરૂપ સત્તામાત્ર છે, સત્તામાત્રમાં જ આપણી સ્થિતિ છે—એવું જાણતા હોવા છતાં પણ સંસારમાં આકર્ષણ થઈ જાય તો સાધકે શું કરવું?**

**ઉત્તર**—સંસારમાં આકર્ષણ થઈ ગયું—એ નુકસાન નથી થયું, બલ્કે તે આકર્ષણને સાચું માની લીધું—એ નુકસાન થયું છે! આકર્ષણ તો દૂર થઈ જશે પણ સત્તા રહી જશે. વાસ્તવમાં આકર્ષણ થવું પણ મટવાનું નામ છે અને આકર્ષણ ન થવું પણ મટવાનું નામ છે. આકર્ષણને મહત્ત્વ આપી દીધું—એ જ બીમારી છે!

દરેક સાંસારિક ભોગમાં રુચિ પણ થાય છે અને અરુચિ પણ થાય છે. રુચિને સ્થાયી રાખવી અને અરુચિને સ્થાયી ન રાખવી ભૂલ છે. આ ભૂલનું કારણ છે—મૂર્ખતા ॥ ૩૨૭ ॥

**પ્રશ્ન—સંસાર સાથે માનેલો સંબંધ શાના પર ટકી રહ્યો છે?**

**ઉત્તર**—સુખ-લોલુપતા પર ॥ ૩૨૮ ॥

**પ્રશ્ન—સંસારની સાથે માનેલો સંબંધ જૂઠો હોવા છતાં પણ દૃઢ કેવી રીતે થઈ ગયો!**

**ઉત્તર**—સંયોગજન્ય સુખની લોલુપતાના કારણે જૂઠી માન્યતા પણ દૃઢ થઈ ગઈ. કારણ કે સાંસારિક સુખ આરંભમાં અમૃતના જેવું દેખાય છે—**'વિષયેન્દ્રિયસંયોગાદ્યત્તદગ્રેઽમૃતોપમમ્'** (ગીતા ૧૮/૩૮), એટલા માટે મનુષ્ય તેમાં ફસાઈ જાય છે, તેની વિચારશક્તિ નાશ પામી જાય છે, તે આંધળો થઈ જાય છે! ॥ ૩૨૯ ॥

**પ્રશ્ન—આ સુખલોલુપતાને છોડવાનો ઉપાય શું છે?**

**ઉત્તર**—ઉપાય છે—સત્સંગ ॥ ૩૩૦ ॥

**પ્રશ્ન—સંસારનો આશ્રય છોડવામાં નિર્બળતા કેમ માલૂમ પડે છે!**

**ઉત્તર**—કેમ કે સંસારથી સુખ લઈએ છીએ ॥ ૩૩૧ ॥

**પ્રશ્ન—સુખ છોડવામાં પણ નિર્બળતા માલૂમ પડે છે, શું કરવું?**

**ઉત્તર**—એ નિર્બળતા બીજાઓને સુખ દેવાથી છૂટશે. મનુષ્યશરીર સુખ ભોગવવાને માટે છે જ નહિ—**'એહિ તન કર ફલ બિષય ન ભાઈ'** (માનસ, ઉત્તર૦ ૪૪/૧) ॥ ૩૩૨ ॥

**પ્રશ્ન—અસત્‌ની સત્તા જ નથી—એવું જાણતા હોવા છતાં પણ તેનો ત્યાગ અઘરો કેમ થઈ રહ્યો છે?**

**ઉત્તર**—આપણે વિચારના સમયે તો સંસારને અસત્ માનીએ છીએ પણ અન્ય સમયે અસત્‌ના સંગનું સુખ ભોગવીએ છીએ. આ સુખાસક્તિના કારણે જ અસત્‌ના ત્યાગમાં કઠણાઈ માલૂમ પડે છે. અસત્‌માં સ્થાયીપણું નથી પણ સુખલોલુપતા તેને સ્થાયી દેખાડે છે. ॥ ૩૩૩ ॥

**પ્રશ્ન—સંસારની સ્વતંત્ર સત્તા નથી અથવા સંસારની સત્તા જ નથી?**

**ઉત્તર**—બીજી સત્તાને માનીએ તો સંસારની સ્વતંત્ર સત્તા નથી અને બીજી સત્તાને ન માનીએ તો સંસારની સત્તા છે જ નહિ. સંસારની સ્વતંત્ર સત્તા નથી—એ સાધકની વાત છે. સંસારની સત્તા જ નથી—એ સિદ્ધની વાત છે. ॥ ૩૩૪ ॥

**પ્રશ્ન—જે જાણવામાં આવે છે, તે બધો જડ સંસાર છે; કેમ કે તેમાં ત્રિપુટી છે. ભગવાન કે સ્વયં (આત્મા) જાણવામાં આવે છે તો તેઓ પણ જડ થયા?**

**ઉત્તર**—ભગવાન જાણવામાં નથી આવતા, બલ્કે માનવામાં આવે છે. માનવામાં શ્રદ્ધા-વિશ્વાસ મુખ્ય છે, ત્રિપુટી મુખ્ય નથી. સ્વયં (પોતાનું હોવાપણું) પણ જાણવામાં નથી આવતું, બલ્કે અનુભવમાં આવે છે. અનુભવમાં ત્રિપુટી નથી હોતી. ॥ ૩૩૫ ॥

**પ્રશ્ન—સંસાર સાથે માનેલો સંબંધ ક્યારે છૂટશે?**

**ઉત્તર**—જ્યારે આપણે અચાહ અને અપ્રયત્ન થઈ જઈશું, ત્યારે છૂટશે. કારણ કે સંસારનું સ્વરૂપ છે—પદાર્થ અને ક્રિયા. અચાહ થવાથી પદાર્થનો સંબંધ છૂટી જશે અને અપ્રયત્ન થવાથી ક્રિયાનો સંબંધ છૂટી જશે. આપણે અચાહ અને અપ્રયત્ન ત્યારે થઈશું, જ્યારે આપણે એ સત્યને સ્વીકારી લઈશું કે અનંત બ્રહ્માંડોમાં મારું કાંઈ પણ નથી. ॥ ૩૩૬ ॥

**પ્રશ્ન—પરિવર્તનની આસક્તિ કેવી રીતે મટે?**

**ઉત્તર**—તેને મટાડવાની નથી, બલ્કે તે તો આપમેળે મટી જ રહી છે. ઉત્તમ ઉપાય છે—તેની ઉપેક્ષા કરી દેવી, તેને પકડવી નહિ. તેને સત્તા અને મહત્તા આપીને મટાડવાની ચેષ્ટા કરવી જ ભૂલ છે. ॥ ૩૩૭ ॥

**પ્રશ્ન—સંસાર સારો નથી લાગતો છતાં પણ ભોગોમાં ફસાઈ જઈએ છીએ! શું કરવું?**

**ઉત્તર**—વાસ્તવમાં સંસાર જ સારો લાગે છે. જો સંસાર બૂરો લાગે તો ભોગોમાં ફસાઈ શકતા જ નથી. ॥ ૩૩૮ ॥

—■—

## સત્સંગ

**પ્રશ્ન—સંતોનો સંગ પ્રારબ્ધથી મળે કે ભગવત્કૃપાથી?**

**ઉત્તર**—સંત પ્રારબ્ધથી મળે છે—**'પુન્ય પુંજ બિનુ મિલહિં ન સંતા'** (માનસ, ઉત્તર૦ ૪૫/૩), ભગવત્કૃપાથી પણ મળે છે—**'જબ દ્રવૈ દીનદયાલુ રાઘવ સાધુ સંગતિ પાઈયે'** (વિનય૦ ૧૩૬/૧૦) અને પોતાની લગનીથી પણ મળે છે—**'જેહિ કેં જેહિ પર સત્ય સનેહૂ। સો તેહિ મિલઈ ન કછુ સંદેહૂ ॥'** (માનસ, બાલ૦ ૨૫૯/૩). પરંતુ તેમનાથી લાભ ઉઠાવવામાં આપણી સાચી લગની (ઉત્કટ અભિલાષા) જ મુખ્ય છે અર્થાત્ તેમનાથી લાભ ઉઠાવવો આપણા હાથની વાત છે. ॥ ૩૩૯ ॥

**પ્રશ્ન—સત્સંગનું સ્વરૂપ શું છે?**

**ઉત્તર**—સત્-તત્ત્વ (પરમાત્મા)માં નિષ્કામ પ્રેમ થવો પણ સત્સંગ છે અને જીવન્મુક્ત સંતની સાથે નિષ્કામ પ્રેમ પણ સત્સંગ છે. જીવન્મુક્ત સંતની પાસે બેસવું પણ સત્સંગ છે. સંસારથી વિમુખ થવું પણ સત્સંગ છે. આશય એ છે કે આપણે કોઈ પણ રીતે ભગવાનની સન્મુખ થઈ જઈએ તો એ સત્સંગ છે. ॥ ૩૪૦ ॥

**પ્રશ્ન—'તુલસી સંગત સાધુ કી, કટૈ કોટિ અપરાધ'—સાધુની સંગત શું છે?**

**ઉત્તર**—સાધુની અસલી સંગત છે—સાધુની સાથે અભિન્ન થઈ જવું. અભિન્ન થવાનો આશય છે—તેમની વાતને તત્પરતાથી સાંભળીને એ જ ક્ષણે તેમાં સ્થિત થઈ જવું. તેમની વાતને ભવિષ્યને માટે, અભ્યાસ પર ન છોડવી. જો તેમની વાતમાં જો કોઈ વિકલ્પ, સંદેહ હોય તો એ જ સમયે પૂછી લેવું અથવા એકાંતમાં વિચારીને તેને દૃઢ કરી લેવું. ॥ ૩૪૧ ॥

**પ્રશ્ન—સંસારી વ્યક્તિ પણ સત્સંગમાં ચાલી જાય છે અને સાધક સત્સંગમાં નથી જતા, બલ્કે ઘરમાં રહીને ભજન કરે છે, આનું શું કારણ છે?**

**ઉત્તર**—સંસારી વ્યક્તિને પણ સત્સંગ મળે છે તો એ ભગવાનની કૃપા છે અને સાધક પણ સત્સંગ નથી કરતો તો એ તેની લગનીની કમી છે. પરંતુ સત્સંગ મળવા છતાં પણ સંસારી વ્યક્તિ સત્સંગથી વિશેષ લાભ નથી ઉઠાવી શકતી અને સાધક જો સત્સંગ કરે તો વિશેષ લાભ ઉઠાવી શકે છે. કારણ કે સાધન કરવું પોતે કમાઈને ધનિક બનવાનું છે અને સત્સંગ કરવો ધનિકના ખોળે જવાનું છે. ખોળે જવાથી કમાયેલું ધન મળે છે! ॥ ૩૪૨ ॥

**પ્રશ્ન—સત્સંગ કરવાથી તો કોઈનું તો જીવન બદલાઈ જાય છે, કોઈનું નથી બદલાતું, આમાં શું કારણ છે?**

**ઉત્તર**—એક સુદુરાચારી હોય છે અને એક દુર્દુરાચારી હોય છે. સુદાચારી પર તો સત્સંગની અસર પડે છે પણ દુર્દુરાચારી પર સત્સંગની અસર નથી પડતી—**'પાપવંત કર સહજ સુભાઊ । ભજનુ મોર તેહિ ભાવ ન કાઊ ॥'** (માનસ, સુંદર૦ ૪૪/૨)

આ બધાં ચાર લક્ષણ જેનામાં હોય, તેના પર સત્સંગની અસર નથી પડતી—(૧) અભિમાન, (૨) બીજાની વાત ન સહી શકવી, (૩) અજ્ઞતા અને (૪) કુતર્ક. આવી વ્યક્તિના સુધારનો એક જ ઉપાય છે—આફત! જ્યારે આફત આવશે, ત્યારે જ તેને ભાન થશે—**'મૂર્ખાણાં ઔષધં દંણ્ડઃ'** ॥ ૩૪૩ ॥

**પ્રશ્ન—સત્સંગનો મહિમા વૈકુંઠની પ્રાપ્તિથી પણ વધારે કેમ કહેવામાં આવ્યો છે?**

**ઉત્તર**—સત્સંગ વૈકુંઠની પ્રાપ્તિ કરાવનારો છે. પ્રાપ્ય વસ્તુના કરતાં પ્રાપક (પ્રાપ્ત કરાવનાર)નો વિશેષ મહિમા હોય છે. સત્સંગમાં તેમને પણ લાભ મળે છે, જેઓ વૈકુંઠમાં નથી ગયા. વૈકુંઠની પ્રાપ્તિ થવાથી સત્સંગ (સંત-સમાગમ) મળી જાય—એ નિયમ નથી પણ સત્સંગ મળવાથી વૈકુંઠની પ્રાપ્તિ થઈ જ જાય છે. ॥ ૩૪૪ ॥

**પ્રશ્ન—કેટલીક વ્યક્તિઓ સત્સંગ કરતાં કરતાં તેને છોડી દે છે તો આમાં શું પ્રારબ્ધ કારણ છે?**

**ઉત્તર**—પ્રારબ્ધ કારણ નથી. આમાં બે કારણ છે—જેનો સત્સંગ કરીએ છીએ, તેનામાં અવગુણ જોવા અને કુસંગ કરવો. પોતાની ભીતર કમી (કુસંસ્કાર) હોય છે, ત્યારે જ કુસંગની અસર પડે છે. જેમ કે જેની ભીતર સ્ત્રીની આસક્તિ છે, તેના પર સ્ત્રીના સંગની અસર પડે છે. જેની ભીતર ધનની આસક્તિ છે, તેના પર ધન અને ધનિકની અસર પડે છે.

જેનો સત્સંગ કરીએ છીએ, તેનામાં અવગુણ જોવા છતાં પણ લોક-લાજના ભયથી સંબંધ ચાલુ રાખવો યોગ્ય નથી. આનાથી લાભ નથી થતો. તેથી એવી અવસ્થામાં તેમની નિંદા ન કરીને ચુપચાપ અલગ થઈ જવું જોઈએ. પછી કોઈ સાથે સંબંધ નહિ જોડવો જોઈએ. ॥ ૩૪૫ ॥

**પ્રશ્ન—મનુષ્ય પર ઘણું કરીને સત્સંગની અસર તો ઓછી પડે છે પણ કુસંગની અસર વધારે પડે છે, આનું શું કારણ છે?**

**ઉત્તર**—જેની ભીતર કુસંગના સંસ્કાર છે, તેના પર કુસંગની અસર વધારે પડે છે અને જેની ભીતર સત્સંગના સંસ્કાર છે, તેના પર સત્સંગની અસર વધારે પડે છે. કારણ કે સજાતીયતા (સમાન જાતિ)-માં જ ખેંચાણ થાય છે. એટલા માટે મનુષ્યને માટે જરૂરી છે કે સત્સંગ, સત્‌-શાસ્ત્ર વગેરેના દ્વારા પોતાની ભીતર સારા સંસ્કારોને ભરવા. ॥ ૩૪૬ ॥

**પ્રશ્ન—સત્સંગ કેવી રીતે સાંભળીએ કે પછી તેને ભૂલીએ નહિ?**

**ઉત્તર**—વક્તા શું સંભળાવે છે અને શુ સંભળાવવા ચાહે છે—એના પર ઊંડો વિચાર કરવો (૨) સાંભળવાની સાથેસાથે તેના પર મનન કરતા રહેવું જોઈએ, જેથી પછી આપણે બીજાઓને પણ સંભળાવી શકીએ (૩) જે સાંભળ્યું છે, તેને કામમાં લાવવાની ચેષ્ટા કરવી જોઈએ. (૪) સત્સંગ સાંભળનારાઓએ એકબીજા સાથે બેસીને સાંભળેલા સત્સંગની ચર્ચા કરવી જોઈએ. ॥ ૩૪૭ ॥

—■—

## સાધક

**પ્રશ્ન—સાધકનું કર્તવ્ય શું છે?**

**ઉત્તર**—સાધકનું કર્તવ્ય છે—સાધ્ય સાથે પ્રેમ કરવો અને અસાધનનો ત્યાગ કરવો જોઈએ. ચાહ-રહિત થવું સાધન છે અને કોઈ પાસેથી કાંઈ પણ ચાહવું અસાધન છે. ॥ ૩૪૮ ॥

**પ્રશ્ન—સાધક પોતાની લગની (ભૂખ) કેવી રીતે વધારે?**

**ઉત્તર**—લગની વિચારથી વધે છે. વિચારવું જોઈએ કે નાશવંત પદાર્થોની સાથે આપણે ક્યાં સુધી રહીશું? આ બધી વસ્તુઓ અને વ્યક્તિ આપણી સાથે ક્યાં સુધી રહેશે? આવી ચાલથી સાધન ચાલશે તો સિદ્ધિ ક્યારે થશે? અત્યાર સુધી જેટલા સમયમાં જેટલો લાભ થયો છે, તેવી ગતિથી સાધન કરવાથી હજુ કેટલો સમય લાગશે? આગળ જીવનનો શું ભરોસો છે? વગેરે વગેરે. ॥ ૩૪૯ ॥

**પ્રશ્ન—સાધકે ખાસ ધ્યાન શાના પર આપવું જોઈએ, અસાધનને હટાવવા પર અથવા જપ, ધ્યાન વગેરે સાધન કરવા પર?**

**ઉત્તર**—અસાધનને હટાવવા પર ખાસ ધ્યાન આપવું જોઈએ. અસાધન છે—નાશવંતનો સંબંધ. જપ, ધ્યાન વગેરે સાધન કરવાથી સાધક સંતોષ કરી લે છે કે મેં આટલા જપ કરી લીધા, આટલું ધ્યાન કરી લીધું, વગેરે. આ સંતોષ સાધકને માટે બાધક થાય છે. ॥ ૩૫૦ ॥

**પ્રશ્ન—સજ્જન અને સાધકમાં શું ફેર છે!**

**ઉત્તર**—જેનામાં દૈવી-સંપત્તિના ગુણ છે, જેનાં આચરણ અને વિચાર સારા છે, તે 'સજ્જન' છે. જેનામાં કલ્યાણની તીવ્ર ઉત્કંઠા છે, જેનો પરમાત્મપ્રાપ્તિનો ઉદ્દેશ્ય છે, તે 'સાધક' છે. સાધક તો સજ્જન હોય જ છે પણ સજ્જન સાધક નથી હોતો.

સજ્જન લૌકિક અહંકારવાળો હોય છે અને સાધક પારમાર્થિક અહંકારવાળો હોય છે. જે બીજા મત, સંપ્રદાય વગેરેની નિંદા કે ખંડન કરે છે, તે સજ્જન તો હોઈ શકે છે પણ સાધક નથી હોઈ શકતો. ॥ ૩૫૧ ॥

**પ્રશ્ન—જ્ઞાનમાર્ગી યોગભ્રષ્ટ થાય છે કે નહિ?**

**ઉત્તર**—જે પ્રણાલીમાં શ્રવણ, મનન, નિદિધ્યાસન, ધ્યાન વગેરે છે, તે પ્રણાલીથી ચાલનારા જ્ઞાનયોગીની યોગભ્રષ્ટ થવાની સંભાવના રહે છે. પરંતુ વિવેકની પ્રધાનતાથી ચાલનારા જ્ઞાનયોગીની યોગભ્રષ્ટ થવાની શક્યતા ઓછી રહે છે. ॥ ૩૫૨ ॥

**પ્રશ્ન—શું સાધક દૃષ્ટા-ભાવથી પણ રહિત થઈ શકે છે?**

**ઉત્તર**—હા, થઈ શકે છે. જો ન થઈ શકે તો દૃષ્ટા-ભાવ આપમેળે નાશ પામી જશે. ભાગવતમાં આવ્યું છે—**'પરિપશ્યન્નુપરમેત્ સર્વતો મુક્તસંશયઃ'** (૧૧/૨૯/૧૮) 'સર્વ પ્રકારે સંશયરહિત થઈને સર્વત્ર પરમાત્માને સારી રીતે જોતો રહી ઉપરામ થઈ જાય.' ઉપરામ થવાથી દ્રષ્ટા નહિ રહેશે, બલ્કે માત્ર પરમાત્મા રહી જશે. પરમાત્મામાં દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય આ ત્રિપુટી નથી. દૃશ્ય હોવાથી દૃષ્ટા હોય છે, દૃશ્ય નથી તો દૃષ્ટા કેવી રીતે? ॥ ૩૫૩ ॥

**પ્રશ્ન—પારમાર્થિક માર્ગ પર ચાલનારા પર વધારે દુઃખ કેમ આવે છે?**

**ઉત્તર**—આવો નિયમ નથી. હકીકતમાં તેમના પર વધારે દુઃખ નથી આવતું પણ સુખની તરફ વૃત્તિ હોવાથી લોકોને વધારે દુઃખ દેખાય છે. સાધક પર દુઃખની અસર નથી પડતી એટલે કે તે દુઃખી નથી થતો. એટલા માટે દુઃખદાયી પરિસ્થિતિ આવવા છતાં પણ તે પારમાર્થિક રસ્તાને છોડતો નથી.

એક સંતને કોઈકે કહ્યું કે રામજીએ સીતાનો ત્યાગ કરીને તેમને ઘણું દુઃખ દીધું તો પેલા સંત બોલ્યા કે આ વાત સીતાજીને પૂછો તો ખરેખર ખબર પડે! સીતાજી દુઃખ માનતાં જ નથી! તેમની રામજી પર દોષદૃષ્ટિ થતી જ નથી! ॥ ૩૫૪ ॥

—■—

## સાધન

**પ્રશ્ન—મનુષ્યજીવનમાં સાધનનો આરંભ ક્યારથી થાય છે?**

**ઉત્તર**—જ્યારે મનુષ્ય સંસારથી સંતપ્ત થઈ જાય છે અને વિચારે છે, ત્યારે સાધન આરંભ થાય છે. તાત્પર્ય એ છે કે મનુષ્યને જ્યારે સંસારથી સુખ નથી મળતું, શાંતિ નથી મળતી, ત્યારે તે સંસારથી નિરાશ થઈ જાય છે. તેની ભીતર ઊથલપાથલ મચે છે અને એ વિચાર થાય છે કે મારે તે સુખ જોઈએ, જેમાં દુઃખ ન હોય. તે જીવન જોઈએ, જેમાં મૃત્યુ ન હોય. તે પદ જોઈએ, જેમાં પતન ન હોય. હું નિત્ય સુખના વિના નથી રહી શકતો. આવો વિચાર થવાથી તે સાધનમાં મંડી પડે છે. ॥ ૩૫૫ ॥

**પ્રશ્ન—આપણું સાધન આગળ વધી રહ્યું છે કે નહિ, તેની ઓળખ કેવી રીતે કરવી?**

**ઉત્તર**—જેટલું સંસારમાં આકર્ષણ ઓછું થયું છે અને ભગવાનમાં આકર્ષણ વધારે થયું છે, એટલા જ આપણે સાધનમાં આગળ વધ્યા છીએ. સાધનમાં આગળ વધવાથી વ્યવહારમાં રાગ-દ્વેષ ઓછા થાય છે. ચિત્તમાં શાંતિ, પ્રસન્નતા રહે છે. સાંસારિક લાભ-હાનિમાં હર્ષ-શોક ઓછા થાય છે. ॥ ૩૫૬ ॥

**પ્રશ્ન—કેટલાક લોકો કહે છે કે ભજન, સત્સંગ વગેરે તો તેઓ કરે, જેઓ પાપ કરે છે. અમે પાપ કરતા જ નથી, પછી ભજન શા માટે કરવું?**

**મન સાફ હોવું જોઈએ—'મન ચંગા તો કઠૌતી મેં ગંગા.' પાઠ-પૂજા કરવાથી શું લાભ?**

**ઉત્તર**—તેમને એ કહેવું જોઈએ કે સઘળાં પાપોનું મૂળ 'કામના' તો તમારી ભીતર છે જ—**'કામ એષ ક્રોધ એષઃ'** (ગીતા ૩/૩૭), પછી તમે પાપોથી રહિત કેવી રીતે થયા? ભોગ ભોગવવા અને સંગ્રહ કરવો અસલી પાપ છે. આ બન્નેના સિવાય તમે શું કરો છો? સિવાય કામના મનમાં બીજું શું છે? કામના મનમાં છે તો પછી મન ચંગું કેવી રીતે? જે પાઠ-પૂજન, સંધ્યા-વંદન વગેરે કાંઈ નથી કરતો, તેનામાં

અને પશુઓમાં શું ફરક થયો? પશુ મોં પણ નથી ધોતાં!

અશુદ્ધિ રોજ આવે છે. એટલા માટે રોજ શૌચ-સ્નાન કરવું પડે છે. રોજ વાસણ માંજવા પડે છે. મનુષ્ય દરરોજ જે ક્રિયાઓ કરે છે, તેમનાથી દોષ આવે જ છે—**'સર્વારમ્ભા હિ દોષેણ ધૂમેનાગ્નિરિવાવૃતાઃ'** (ગીતા ૧૮/૪૮). આ દોષની શુદ્ધિને માટે દરરોજ પાઠ-પૂજા, ભજન-ધ્યાન વગેરે કરવું આવશ્યક છે.

મન સાફ હોવું જોઈએ, પૂજા-પાઠ કરવાથી શું લાભ—આવી વાતો ત્યારે જ પેદા થાય છે, જ્યારે મન મેલું હોય છે. જો મન સાફ હોય તો શાસ્ત્ર-વિરુદ્ધ કાર્ય થઈ જ નથી શકતું. જો મનમાં શાસ્ત્ર-વિરુદ્ધ વાત પેદા થાય છે તો એ મનની મલિનતાનું પ્રમાણ છે. ॥ ૩૫૭ ॥

**પ્રશ્ન—જપ, ધ્યાન વગેરે સાધન સ્વયં સુધી તો પહોંચતા જ નથી, પછી તેમને કરવાની સાર્થકતા શું છે?**

**ઉત્તર**—જપ, ધ્યાન વગેરેથી વિવેકનો વિકાસ થાય છે, ભગવાનની સન્મુખતા થાય છે, અંતઃકરણમાં પારમાર્થિક રુચિ પેદા થાય છે અને સંસારનું મહત્ત્વ ઓછું થાય છે. આમ થવાથી સંસારથી સંબંધ-વિચ્છેદ અને ભગવાનમાં પ્રેમ થઈ જાય છે. ॥ ૩૫૮ ॥

**પ્રશ્ન—ભજન કરવું શું છે?**

**ઉત્તર**—ભગવત્પ્રાપ્તિના ઉદ્દેશ્યથી જે જપ, ચિંતન, સ્વાધ્યાય, વિચાર વગેરે કરવામાં આવે—એ 'ભજન' છે. ભગવાનમાં પ્રિયતા થવી, ભગવાનની સન્મુખ થવું પણ ભજન છે અને સંસારથી વિમુખ થવું પણ ભજન છે. માત્ર ક્રિયાથી ભજન નથી થતું, બલ્કે તેમાં ભગવાનનો સંબંધ થવાથી ભજન થાય છે. ॥ ૩૫૯ ॥

**પ્રશ્ન—સાધનનું સ્વરૂપ શું છે?**

**ઉત્તર**—સાધનનું સ્વરૂપ છે—'પરમાત્માની પ્રાપ્તિમાં તત્પરતા ॥ ૩૬૦ ॥

**પ્રશ્ન—અસાધન શું છે?**

**ઉત્તર**—જે મળ્યું છે અને વિખૂટું પડી જશે, તેને પોતાનું માનવું અને જે મળવા-વિખૂટા પડનારા નથી, તેને પોતાના ન માનવા અસાધન છે. ॥ ૩૬૧ ॥

**પ્રશ્ન—સાધનજન્ય સાત્ત્વિક સુખનો ભોગ કરવો શું છે?**

**ઉત્તર**—તેમાં સંતોષ કરવો. પારમાર્થિક ઉન્નતિ તો સહાયક છે પણ એ ઉન્નતિમાં સંતોષ કરવો બાધક છે. સંતોષ કરવાથી આગળ નથી વધાતું, તેમાં રુકાવટ આવી જાય છે. ॥ ૩૬૨ ॥

**પ્રશ્ન—ચેતને ભૂલથી જડની સાથે તાદાત્મ્ય કર્યું છે તો આ ભૂલ મટાડવાની જે સાધના થશે, તે પણ ચેતને જ કરવી પડશે. જ્યારે ચેતન સાધન કરશે તો પછી તે અકર્તા કેવી રીતે માનવામાં આવશે?**

**ઉત્તર**—ભૂલ (અજ્ઞાન) અનાદિ છે, ચેતને ભૂલ કરી નથી. સાધનનો કર્તા તે જ છે, જે 'અહંકારમૂઢાત્મા' છે[૧] એટલે કે જેણે શરીર સાથે તાદાત્મ્ય કરી રાખ્યું છે. હકીકતમાં ભૂલ કોઈ સાધનથી નથી મટતી. માનેલી ભૂલ ન માનવાથી મટી જાય છે. ॥ ૩૬૩ ॥

**પ્રશ્ન—કેટલેક ઠેકાણે એવું જોવામાં આવે છે કે કોઈ વ્યક્તિ પહેલાં તો ખૂબ ભજન, નામજપ વગેરે કરતી હતી પણ પછી તેણે બધું છોડી દીધું—આનું શું કારણ છે?**

**ઉત્તર**—આનું કારણ છે—કામના. જેવું ચાહે છે, તેવું થતું નથી, ત્યારે ભજન કરવાનું છોડી દે છે. કારણ કે કામનાવાળી વ્યક્તિને માટે ભગવાન સાધ્ય નથી, બલ્કે માત્ર કામનાપૂર્તિનું સાધન છે. એટલા માટે ગીતાએ કામનાના ત્યાગ પર ખાસ ભાર આપ્યો છે. આવી વ્યક્તિઓને ભક્તોની કથાઓ સંભળાવવી જોઈએ. ॥ ૩૬૪ ॥

**પ્રશ્ન—કોઈ મનુષ્ય એ નિર્ણય ન કરી શકે કે હું કોને ઈષ્ટ માનું, કયું સાધન કરું, તો તે શું કરે?**

**ઉત્તર**—પોતાનો આગ્રહ છોડીને રાત-દિવસ નામજપ કરવાનું

---

૧. **અહઙ્કારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે ॥** (ગીતા ૩/૨૭)

શરૂ કરી દેવું. આમાં કાંઈક વાર તો લાગશે પણ રસ્તો મળી જશે. ॥ ૩૬૫ ॥

**પ્રશ્ન—લોકોની ઘણું કરીને એ દુવિધા રહે છે કે મહિમા સાંભળી સાંભળીને તેઓ અનેક દેવ-દેવીઓની ઉપાસના શરૂ કરી દે છે, પરંતુ પછી તેને છોડવા ચાહતા હોવા છતાં પણ એ ડરથી નથી છોડવા પામતા કે કોઈ દેવતા નારાજ ન થઈ જાય, કોઈ નુકસાન ન થઈ જાય! આવી સ્થિતિમાં તેમણે શું કરવું જોઈએ?**

**ઉત્તર**—ઉપાસના છોડવાથી દેવી-દેવતા નારાજ થતા નથી. કેમ કે તેમનામાં આપણી માફક રાગ-દ્વેષ નથી હોતા. આનું કારણ એ છે કે મૂળમાં ઉપાસ્ય-તત્ત્વ એક જ છે. જેમ શરીરનાં અંગો અનેક હોવા છતાં પણ શરીર એક છે, એમ જ અનેક દેવી-દેવતા હોવા છતાં પણ તત્ત્વ એક જ છે.

સાધકના ઉપાસ્ય-દેવ એક જ હોવા જોઈએ. અનેક ઉપાસ્ય-દેવ હોવાથી એક નિષ્ઠા નહિ થશે અને એક નિષ્ઠા ન થવાથી સિદ્ધિ નહિ મળશે. ॥ ૩૬૬ ॥

**પ્રશ્ન—સંતો દ્વારા બે પ્રકારની વાત સાંભળવાને મળે છે—પહેલી, પોતાના કલ્યાણનો ઉદ્દેશ્ય રાખીને સાધનમાં લાગી જાય અને બીજી, બધાં સાધન બીજાના કલ્યાણને માટે જ કરવાં. બન્ને વાતોનો મેળ કેવી રીતે બેસશે?**

**ઉત્તર**—આ બે ભેદ સાધકના સ્વભાવ અનુસાર છે. ખાસ વાત છે—કલ્યાણના ઉદ્દેશ્યથી પોતે પણ લાગે અને બીજાઓને પણ લગાડે—**'સ્મરન્તઃ સ્મારયન્તશ્ચ'** (શ્રીમદ્ભા૦ ૧૧/૩/૩૧) ॥ ૩૬૭ ॥

**પ્રશ્ન—લગ્ન વગેરે થવાથી જેમ સાંસારિક સંબંધની સ્વીકૃતિ સહેલાઈથી થઈ જાય છે, એમ ભગવત્સંબંધની સ્વીકૃતિ સહેલાઈથી કેમ નથી થતી?**

**ઉત્તર**—આનું કારણ છે કે આપણે પોતાને શરીર માની રાખ્યું છે. જો પોતાને શરીર નહિ માનત તો ભગવત્સંબંધની સ્વીકૃતિ પણ

સહેલાઈથી થઈ જાત. ॥ ૩૬૮ ॥

**પ્રશ્ન—આપણે સાધન કરીએ છીએ, છતાં જલદી સફળતા કેમ નથી મળી રહી?**

**ઉત્તર**—જલદી સફળતા ચાહવી પણ ભોગ છે. આપણે તો બસ સાધન કરતા રહેવાનું છે. જલદી સફળતા મળી જાય—એ તરફ ધ્યાન જ નથી આપવાનું. જલદી સિદ્ધિ મેળવીને પછી કરીશું શું? કામ તો આ જ કરીશું. ॥ ૩૬૯ ॥



## સુખ-દુ:ખ

**પ્રશ્ન—સુખ-દુ:ખનો અનુભવ સ્વયં કરે છે. દુ:ખનું કારણ અજ્ઞાન છે. તો પછી આ અજ્ઞાન સ્વયંમાં છે કે કારણશરીરમાં?**

**ઉત્તર**—સ્વયં સુખ-દુ:ખનો અનુભવ નથી કરતો, બલ્કે સુખી-દુ:ખી થઈ જાય છે. અજ્ઞાન કારણશરીરમાં છે પણ સ્વયં તેની સાથે તાદાત્મ્ય કરી લે છે, હળી-મળી જાય છે અને સુખી-દુ:ખી થઈ જાય છે.

શરીરની સાથે એકતા માની લીધી—એ જ અજ્ઞાન છે. આ અજ્ઞાનના કારણે જ શરીરમાં થનારા પરિવર્તનને પોતાનામાં માની લે છે એટલે કે અનુકૂળતાથી એક થઈને સુખી અને પ્રતિકૂળતાથી એક થઈને દુ:ખી થઈ જાય છે. વાસ્તવમાં સ્વયં સુખી-દુ:ખી પણ થતો નથી, બલ્કે સુખી-દુ:ખી માની લે છે.

સુખ-દુ:ખ આવતાં-જતાં છે પણ સ્વયં આવતો-જતો નથી. સુખ-દુ:ખ નથી રહેતાં પણ સ્વયં રહે છે. તેથી સ્વયં સુખ-દુ:ખથી અલગ છે. સુખ-દુ:ખના આવવા-જવાનો અને સ્વયંના રહેવાનો અનુભવ બધાને છે. ॥ ૩૭૦ ॥

**પ્રશ્ન—પછી આપણે સુખ-દુ:ખ સાથે ભળી કેમ જઈએ છીએ!**

**ઉત્તર**—હું અલગ છું અને સુખ-દુ:ખ અલગ છે—એનો આપણે

આદર નથી કરતા અને મહત્ત્વ નથી આપતા. આપણે સુખ-દુઃખના આવવાને, તેમનાં સ્વરૂપને અને તેમના જવાને જાણીએ છીએ—એ વિવેક છે. આ વિવેક પર આપણે કાયમ નથી રહેતા—એ ભૂલ છે. ॥ ૩૭૧ ॥

**પ્રશ્ન—વિવેક પર કાયમ રહેવામાં અસમર્થતા કેમ માલૂમ પડે છે?**

**ઉત્તર**—આપણે સુખના ભોગને અને દુઃખના ભયને પકડી લીધો, એટલા માટે અસમર્થતા દેખાય છે. પરંતુ સુખનો ભોગ અને દુઃખનો ભય કાયમ રહેનારો નથી, જ્યારે કે આપણે કાયમ રહેનારા છીએ—આ અનુભવને મહત્ત્વ આપવું જોઈએ. સુખની લાલચ અને દુઃખના ભયને મહત્ત્વ નહિ આપવું જોઈએ, બલ્કે તેમની ઉપેક્ષા કરવી જોઈએ, તેમનાથી તટસ્થ રહેવું જોઈએ, તેમનાથી હળવું-ભળવું નહિ જોઈએ. પછી અસમર્થતા નહિ રહેશે. ॥ ૩૭૨ ॥

**પ્રશ્ન—સુખ-દુઃખનું રહેવું સિદ્ધ નથી થતું—એ તો ઠીક છે પણ આવવાનું કેવી રીતે સિદ્ધ નથી થતું; કારણ કે આવતું દેખાય છે?**

**ઉત્તર**—તે તો વહેતું છે, આવવાનું આપણે માની લીધું! તે વહે છે—એ કહેવું પણ ત્યારે જ છે, જ્યારે આપણે તેની સત્તા માનીએ છીએ. સત્તા ન માનીએ તો તે છે જ નહિ! તેના આવવા-જવાની માન્યતા સ્વયંએ કરી છે. આ માન્યતાનું કારણ છે—વિવેકની કમી, અજ્ઞાન, બેસમજી, મૂર્ખતા. ॥ ૩૭૩ ॥

**પ્રશ્ન—એક વાત છે કે સુખના ભોગીને દુઃખ ભોગવવું જ પડે છે અને બીજી વાત છે કે દુઃખનું કારણ ભોગ નથી, ભોગની ઈચ્છા છે—બન્ને વાતોનું તાત્પર્ય શું છે?**

**ઉત્તર**—સુખભોગના સંસ્કાર સુખભોગની ઇચ્છા પેદા કરે છે. રાગપૂર્વક ભોગ ભોગવવાથી ભોગોનો પ્રબળ સંસ્કાર પડે છે, જે અંતઃકરણમાં ભોગોનું મહત્ત્વ અંકિત કરે છે અને ફરીથી ભોગોમાં પ્રવૃત્ત કરે છે. ભોગોનું મહત્ત્વ અંકિત થવાથી 'સુખનું કારણ ભોગ

છે'—એવો ભાવ પેદા થાય છે, જેથી આપણે સુખભોગના વિના નથી રહેવા પામતા.

ભોગ દુર્ગતિનું કારણ છે અને ભોગોની ઇચ્છા દુઃખનું કારણ છે. ॥ ૩૭૪ ॥

**પ્રશ્ન—સુખ મળશે, ત્યારે જ દુઃખ મટશે. સુખ મળ્યા વિના દુઃખ કેવી રીતે મટશે?**

**ઉત્તર**—દુઃખથી બચવાનો ઉપાય સુખ નથી, બલ્કે ત્યાગ છે. આવી રીતે પૈસાનો અભાવ પણ ક્યારેય પૈસાથી નથી દૂર થઈ શકતો—એ નિયમ છે. પૈસાના અભાવને આપણે પૈસાથી દૂર કરી દઈશું—આના સમાન કોઈ મૂર્ખતા નથી. જેમ જેમ પૈસા મળે છે, તેમ તેમ અભાવ વધે છે—**'જિમિ પ્રતિલાભ લોભ અધિકાઈ'** ॥ ૩૭૫ ॥

**પ્રશ્ન—કેટલીક વ્યક્તિ તો દુઃખ આવવાથી વધારે ભજન કરે છે પણ કેટલાક દુઃખ આવવાથી ભજન છોડી દે છે, આનું કારણ?**

**ઉત્તર**—જે ભજનને માટે ભજન કરે છે, તેનું ભજન દુઃખ આવવા છતાં પણ નથી છૂટતું. પરંતુ જે સુખની કામનાથી (સકામભાવથી) ભજન કરે છે, તેનું ભજન દુઃખ આવવાથી છૂટી જાય છે. તાત્પર્ય એ છે કે 'ભજન કરવાથી સુખ મળશે'—એ પ્રલોભન વધારે હોવાથી દુઃખ આવવાથી ભજન છૂટી જાય છે. એટલા માટે કામના-ત્યાગની વાત કહેવામાં આવે છે. ॥ ૩૭૬ ॥

**પ્રશ્ન—દુઃખની અસર ન પડે, એના માટે શું કરવું?**

**ઉત્તર**—દુઃખની અસર આપણામાં પડતી જ નથી; કેમ કે દુઃખ તો આવતું-જતું છે પરંતુ આપણે જેવા છે તેવા રહીએ છીએ. આપણે જબરદસ્તી દુઃખની અસરને સ્વીકારી લઈએ છીએ. ॥ ૩૭૭ ॥



## સુખાસક્તિ

**પ્રશ્ન—સુખાસક્તિનો ત્યાગ કેવી રીતે કરવો?**

**ઉત્તર**—મનુષ્યશરીર સુખ ભોગવવાને માટે નથી, બલ્કે સુખ પહોંચાડવાને માટે છે. સ્વાર્થભાવનો ત્યાગ કરીને બીજાઓને સુખ પહોંચાડવાથી પોતાની સુખાસક્તિનો ત્યાગ થઈ જાય છે. પોતાના વિવેકનો આદર કરવાથી પણ સુખાસક્તિનો ત્યાગ થઈ જાય છે. જો રડીને ભગવાનને પ્રાર્થના કરીશું, 'હે મારા નાથ! હે મારા પ્રભો!' કહીને ભગવાનને પોકારીશું તો ભગવાનની કૃપાથી સુખાસક્તિનો નાશ થઈ જાય છે. પરંતુ આ બધા ઉપાય ત્યારે કામ આવશે, જ્યારે આપણે સાચા હૃદયથી સુખલોલુપતાને છોડવા ચાહીશું. ॥ ૩૭૮ ॥

**પ્રશ્ન—આસક્તિનો નાશ કરવાને માટે 'નાસતો વિદ્યતે ભાવઃ' (અસત્‌ની સત્તા જ નથી) ભાવ ઉત્તમ છે કે 'વાસુદેવઃ સર્વમ્' (સર્વ કાંઈ ભગવાન જ છે) ભાવ ઉત્તમ છે?**

**ઉત્તર**—જેની સંસારમાં વધારે આસક્તિ છે, તેને માટે **'નાસતો વિદ્યતે ભાવઃ'**—એ ભાવ યોગ્ય રહેશે અને જેની ઓછી આસક્તિ છે, તેને માટે **'વાસુદેવઃ સર્વમ્'**—એ ભાવ યોગ્ય રહેશે. હકીકતમાં બન્ને ભાવ એક જ છે. બન્નેમાંથી કોઈ એક થવાથી બન્ને સિદ્ધ થઈ જશે.

જેની ભીતર સાપનો વધારે ભય છે, તેને માટે કહેવું પડે છે કે 'સાપ નથી, દોરડી છે' પરંતુ જેનામાં ભય નથી, તેને માટે 'દોરડી છે'—એ કહેવું જ પૂરતું છે. તાત્પર્ય છે કે વધારે આસક્તિવાળાને માટે નિષેધ મુખ્ય છે. ॥ ૩૭૯ ॥

**પ્રશ્ન—મહાન સુખ મળ્યા વિના અલ્પ સુખની આસક્તિનો ત્યાગ કેવી રીતે થશે?**

**ઉત્તર**—આનો ઉપાય છે કે પારમાર્થિક બાબતમાં થોડું પણ સુખ મળે તો તેનો આદર કરવો, તેના પર વિશ્વાસ કરવો. જેમ કે સત્સંગ, કથા-કીર્તન વગેરેમાં એક સુખ મળે છે, જ્યારે કે ત્યાં કોઈ ભોગ-પદાર્થ નથી હોતો. પણ આપણે તેનો આદર નથી કરતા. જો પારમાર્થિક

બાબતમાં થોડું પણ સુખ મળે અને તેના પર આપણે વિશ્વાસ કરતા રહીએ તથા સાંસારિક સુખનો વિશ્વાસ છોડતા જઈએ તો મહાન સુખનો અનુભવ થઈ જશે.

હકીકતમાં આપણે ન અલ્પ સુખ લેવાનું છે, ન મહાન સુખ લેવાનું છે! લેવાનું કાંઈ છે જ નહિ! ॥ ૩૮૦ ॥

**પ્રશ્ન—એ નિયમ છે કે સુખનો ભોગી દુઃખથી નથી બચી શકતો. કોઈએ મીઠાઈ ખાધી અને તેને સ્વાદનો, સુખનો અનુભવ થયો તો હવે તેને દુઃખ શું થશે?**

**ઉત્તર**—સ્વાદ આવવો અને સુખ લેવું—બન્ને અલગ અલગ ચીજો છે. સ્વાદ આવવો એટલો દોષિત નથી; જેટલું સુખ લેવાનું દોષિત છે. સુખ લેવાનો આશય એ છે કે એ વસ્તુનું મહત્ત્વ હૃદયમાં અંકિત થઈ જાય. મહત્ત્વ અંકિત થઈ જવાથી એ વસ્તુમાં રાગ, આસક્તિ થઈ જાય છે. પછી જ્યારે તે વસ્તુ નહિ મળશે કે છીનવાઈ જશે, ત્યારે દુઃખ થશે. તેથી સ્વાદનું, સુખનું જ્ઞાન થવું દોષિત નથી, બલ્કે રાગ થવો દોષિત છે. ॥ ૩૮૧ ॥

**પ્રશ્ન—જ્યારે ચેતન (સ્વયં)નો સંસારની સાથે સંબંધ છે જ નહિ તો પછી સંબંધજન્ય સુખ કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—સંબંધજન્ય સુખ વાસ્તવમાં સુખ નથી, બલ્કે માન્યતાનું સુખ છે. જેમ કે રૂપિયા બેંકમાં પડ્યા છે પણ તેમની સાથે સંબંધ જોડવાથી એક સુખ થાય છે કે હું ધનિક છું તો એ સુખ માત્ર માનેલું છે. ॥ ૩૮૨ ॥

**પ્રશ્ન—ભોજનમાં કોઈ પદાર્થની રુચિ થવી અથવા અરુચિ થવી દોષિત છે કે નહિ?**

**ઉત્તર**—ભોજનમાં રુચિ અથવા અરુચિ શરીરની સ્વાભાવિક આવશ્યકતાને લીધે પણ થાય છે અને સુખબુદ્ધિને લીધે પણ થાય છે. પરંતુ બન્નેનું વિશ્લેષણ કરવું ઘણું અઘરું છે. પદાર્થોમાં રુચિ છે અથવા સુખબુદ્ધિ છે—આનું વિશ્લેષણ, વીતરાગ મહાપુરુષ જ કરી શકે છે. કારણ કે સંસારનું જ્ઞાન સંસારથી અલગ થવાથી જ થાય છે. ભોગબુદ્ધિ ન હોય તો રુચિ અથવા અરુચિ થવી દોષિત નથી. ॥ ૩૮૩ ॥

**પ્રશ્ન—ભોગોના જૂના સંસ્કાર ફરીથી ભોગોમાં લગાડે છે, આવી સ્થિતિમાં સાધક શું કરે?**

**ઉત્તર**—જૂના સંસ્કાર એટલા બાધક નથી, જેટલી સુખલોલુપતા બાધક છે. સુખલોલુપતા થવાથી જ સંસ્કાર બાધક થાય છે. આપણે જૂના સંસ્કારોથી સુખ લઈએ છીએ અને ચાહીએ છીએ કે સંસ્કાર ન આવે, ત્યારે જ સંસ્કાર આપણને પરવશ કરે છે. જો તેમનાથી સુખ ન લઈએ તો સંસ્કાર દૂર થઈ જશે, પરવશ નહિ કરશે. કારણ કે હકીકતમાં સંસ્કારની સત્તા જ નથી. તેને આપણે જ સત્તા આપીએ છીએ. ભોગના સમયે પણ આપણે જ ભોગને સત્તા આપીએ છીએ. ભોગોથી સુખ લઈએ છીએ—આના પર ભોગ ટકેલા છે. સુખ ન લઈએ તો ભોગ થઈ જ નથી શકતો. સુખ ન લઈએ તો દૂર કર્યા વિના ભોગના સંસ્કાર આપમેળે કમજોર પડી જશે. સુખ લેવાથી જૂનો સંસ્કાર (નવો ભોગ ભોગવવાના જેવો) નવો થતો રહે છે.

જૂના સંસ્કાર આવે તો સાધકે તેમની ઉપેક્ષા કરી દેવી, ન વિરોધ કરવો, ન અનુમોદન કરવું. અસત્‌નો સંસ્કાર પણ અસત્ જ હોય છે. અસત્‌ની સત્તા જ નથી—**'નાસતો વિદ્યતે ભાવઃ'** (ગીતા ૨/૧૬). ॥ ૩૮૪ ॥

**પ્રશ્ન—નિષિદ્ધ ભોગની આસક્તિથી કેવી રીતે છૂટી જવાય?**

**ઉત્તર**—નિષિદ્ધ ભોગની આસક્તિ ખરાબ સ્વભાવને કારણે થાય છે. સ્વભાવ સુધરે છે—સત્સંગ, સદ્‌વિચાર, સત્-શાસ્ત્રના દ્વારા વિવેક જાગ્રત થવાથી અથવા ભગવાનને શરણાગત થવાથી.

યાદ કરવાથી જૂનો ભોગ નવો થતો રહે છે. યાદ કરવાથી નવો ભોગ ભોગવવાની જેમ જ અનર્થ થાય છે. કોઈ ભોગ ભોગવ્યાને સાઠ વર્ષ થઈ ગયા પણ આજે તેને યાદ કર્યો તો આજે નવો ભોગ થઈ ગયો! મનુષ્ય જૂના ભોગને યાદ કરીને તેને નવો કરતો રહે છે, એટલા માટે તેની આસક્તિ જતી નથી. એટલા માટે જો જૂનો ભોગ યાદ આવી જાય તો તેમાં રસ (સુખ) ન લે. રસ લેવાથી તે નવો થઈ જાય છે, તેને સત્તા મળી જાય છે. ॥ ૩૮૫ ॥ ■

## સેવા

**પ્રશ્ન—સેવાનું મૂળ શું છે?**

**ઉત્તર**—કોઈને પણ દુઃખ ન પહોંચાડવું, કોઈનું પણ અહિત ન કરવું. ॥ ૩૮૬ ॥

**પ્રશ્ન—દેશની સેવા મહાન છે કે માતા-પિતાની સેવા?**

**ઉત્તર**—માતા-પિતાની સેવા એક નંબરમાં છે અને દેશની સેવા બે નંબરમાં. કારણ કે આપણને માતા-પિતાએ શરીર આપ્યું છે, તેનું પાલન-પોષણ કર્યું છે, ભણાવી-ગણાવીને યોગ્ય બનાવ્યા છે, એટલા માટે તેમનું આપણા પર ઋણ છે. પહેલાં ઋણ ચૂકવવું જોઈએ, પછી દેશસેવા, દાન વગેરે કરવું જોઈએ. ઋણ ચુકવ્યા વિના દાન વગેરે કરવાનો અધિકાર જ નથી. ॥ ૩૮૭ ॥

**પ્રશ્ન—જેમ આપણને જે કાંઈ મળે છે, તે પ્રારબ્ધને આધીન હોય છે, એમ જ બીજી વ્યક્તિને પણ જે કાંઈ મળશે, તે પણ પ્રારબ્ધને આધીન હશે, પછી આપણે બીજાની સેવા શા માટે કરવી?**

**ઉત્તર**—એ વાત સાચી છે કે બીજી વ્યક્તિને એ જ મળશે, જે તેના પ્રારબ્ધને આધીન હશે. પરંતુ આપણે તેની તરફ ન જોઈને પોતાના કર્તવ્યનું પાલન કરવાનું છે. કર્તવ્યનો વિભાગ અલગ છે. કર્તવ્યનો ત્યાગ કરવાથી દોષ લાગે છે. તેથી આપણે પોતાના કર્તવ્યનું પાલન (સેવા) કરી દેવાનું છે, ચાહે તેને પ્રારબ્ધના અનુસાર મળે કે ન મળે. બાળક બીમાર થાય છે અને માતા તેની બીમારી સારી નથી કરી શકતી તો શું તે તેની સેવા કરવાનું છોડી દે છે? એવી જ રીતે સજ્જન પુરુષ હોય છે, તેઓ માની જેમ કૃપાપૂર્વક પોતાના કર્તવ્યનું પાલન કરે છે. આનાથી કર્તવ્યપરાયણતા, હિતૈષિતા અને દયાળુતા પેદા થાય છે, જે દૈવી-સંપત્તિનો ગુણ છે. દૈવી-સંપત્તિ મુક્તિને માટે હોય છે—**'દૈવી સમ્પદ્વિમોક્ષાય'** (ગીતા ૧૬/૫) ॥ ૩૮૮ ॥

**પ્રશ્ન—બીજા પર પ્રતિકૂળ પરિસ્થિતિ આવી છે તો તે ભગવાનના વિધાનથી આવી છે. તેથી તેની સહાયતા કે સેવા કરવી**

**શું ભગવાનના વિધાનથી વિરુદ્ધ કાર્ય કરવાનું નથી?**

**ઉત્તર**—ભગવાન પિતાના જેવા છે અને ભક્ત માતાના જેવા. તેથી ભગવાનમાં 'ન્યાય' મુખ્ય છે અને ભક્તોમાં 'દયા' મુખ્ય છે, જ્યારે કે આ દયા પણ ભગવાન દ્વારા જ આવી છે. તેથી આપણું કર્તવ્ય તેની સેવા કરવાનું છે. જે બીજાના દુઃખથી દુઃખી નથી થતો, તે સ્વાર્થી અને અભિમાની હોય છે. તેનું અંતઃકરણ કઠોર હોય છે. તે સાત્ત્વિક ન હોઈને રાજસી-તામસી હોય છે.

એક વાર મોચીઓની વસ્તીમાં આગ લાગી ગઈ અને તેમનાં ઘર બળીને નાશ પામી ગયાં. શેઠજી (શ્રી જયદયાલજી ગોયંદકા)—એ તેમને નવાં ઘર બનાવી આપ્યાં. બીજી વાર આગ લાગી ગઈ અને તે ઘર ફરીથી નાશ પામી ગયાં. શેઠજીએ ફરીથી ઘર બનાવવાને માટે કહ્યું. લોકોએ કહ્યું કે બીજી વાર આગ લગાવાથી માલૂમ પડે છે કે ભગવાનની મરજી નથી, તેઓ ઘર બાળવા માગે છે. શેઠજીએ જવાબ આપ્યો કે ભગવાનનું કામ બાળવાનું છે અને અમારું કામ બનાવવાનું છે. શેઠજીએ ફરીથી તેમનાં ઘર બનાવ્યાં. ॥ ૩૮૯ ॥

**પ્રશ્ન—સેવા ધર્મને કઠોર કેમ કહેવામાં આવ્યો છે—'સબ તેં સેવક ધરમુ કઠોરા' (માનસ, અયોધ્યા૦ ૨૦૩/૪)?**

**ઉત્તર**—સુખ-આરામમાં આસક્તિ હોવાથી જ સેવા અઘરી લાગે છે—**'સેવક સુખ ચહ માન ભિખારી'** (માનસ, અરણ્ય૦ ૧૭/૮). પોતાના સુખ-આરામનો ત્યાગ કરીએ તો સેવા અઘરી નથી; કેમ કે સેવા કરવાની બધી સામગ્રી સંસારની જ છે, આપણી નથી. એ સામગ્રીને પોતાના સુખમાં વાપરવાથી સેવા નથી થતી. ॥ ૩૯૦ ॥

**પ્રશ્ન—દુઃખીને જોઈને કરુણિત થવું તેની સેવા છે, કેવી રીતે?**

**ઉત્તર**—કરુણિત થવાથી ભગવાન તેના પર કૃપા કરે છે અને પોતાનું અંતઃકરણ પણ નિર્મળ થાય છે. સુખીને જોઈને પ્રસન્ન થવું પણ સેવા છે, જેનાથી પોતાનું અંતઃકરણ શુદ્ધ થાય છે. બીજાના સુખ-દુઃખની અસર ન પડવાથી અંતઃકરણ અશુદ્ધ તેમજ કઠોર થાય

છે. ॥ ૩૯૧ ॥

**પ્રશ્ન—જડને જડની સેવામાં વાપરી દેવાથી જડનો પ્રવાહ જડની તરફ થઈ જશે અને ચેતન અસંગ થઈને મુક્ત થઈ જશે—આ કર્મયોગની વાત સમજમાં નથી આવી; કેમ કે વાસ્તવમાં જડની સેવા નથી થતી, બલ્કે ચેતનની સેવા થાય છે. જેમ કે સચેતન શરીરના મુખમાં અન્ન-જળ નાખવાથી તેની સેવા થાય છે પણ અચેતન મડદાના મુખમાં અન્ન-જળ નાખવાથી તેની સેવા નથી થતી!**

**ઉત્તર**—વાસ્તવમાં સેવા જડના દ્વારા જ થાય છે અને જડ સુધી જ પહોંચે છે. કારણ કે ક્રિયા અને તેનું ફળ (પદાર્થ)—બન્નેય આદિ-અંતવાળા હોવાથી જડમાં જ રહે છે, ચેતન સુધી પહોંચતા જ નથી. પરંતુ ચેતને શરીર (જડ)-ની સાથે તાદાત્મ્ય કર્યું છે, તેની સાથે પોતાનો સંબંધ માન્યો છે, એટલા માટે શરીરની સેવા ચેતન (શરીરના માલિક)ની માનવામાં આવે છે. જ્ઞાનયોગમાં પણ જડ મન-બુદ્ધિના દ્વારા જ જડનો ત્યાગ કરવામાં આવે છે—**'ગુણાઃ ગુણેષુ વર્તન્તે'** (ગીતા ૩/૨૮) ॥ ૩૯૨ ॥

**પ્રશ્ન—ધન વગેરે પદાર્થોથી માંડીને બુદ્ધિ સુધી બધા જડ પદાર્થ સેવાનાં કરણ (સાધન) છે. આ કરણોથી સેવા કરનારું ચેતન જ હોઈ શકે છે, જડ કેવી રીતે હશે?**

**ઉત્તર**—જેણે શરીરની સાથે પોતાનો સંબંધ માન્યો છે, એ જ કર્તા હોય છે—**'અહંકારવિમૂઢાત્મા કર્તાહમિતિ મન્યતે'** (ગીતા ૩/૨૭). તાત્પર્ય એ છે કે અહંકારવિમૂઢાત્મા જ કર્તા હોય છે, એ જ સેવા કરે છે. ॥ ૩૯૩ ॥

**પ્રશ્ન—સેવક સેવા થઈને સેવ્યમાં લીન થઈ જાય છે—આમાં 'સેવા' થવી શું છે?**

**ઉત્તર**—સેવાનું અભિમાન અર્થાત્ સેવકપણું ન રહેવું જ 'સેવા' થવી છે. ॥ ૩૯૪ ॥

**પ્રશ્ન—સેવા કરવાથી અભિમાન ન આવે, આનો શું ઉપાય છે?**

**ઉત્તર**—કોઈની પણ સેવા કરીએ, ભલે કૂતરાં કે ગધેડાંનીય કેમ ન કરીએ, તેમને પોતાનાથી ઊંચા માનીને, ભગવાન માનીને સેવા કરીએ પછી અભિમાન નહિ આવશે. ॥ ૩૯૫ ॥



## સૃષ્ટિ-રચના

**પ્રશ્ન—પરમાત્મા ચેતન છે, તેમના દ્વારા જડ સંસાર કેવી રીતે પેદા થાય છે?**

**ઉત્તર**—જેમ પ્રાણીથી નખ, વાળ વગેરે નિષ્પ્રાણ વસ્તુઓ પણ પેદા થાય છે, એમ જ ચેતન પરમાત્મતત્ત્વથી જડ સંસાર પેદા થાય છે. ॥ ૩૯૬ ॥

**પ્રશ્ન—અક્રિય તત્ત્વથી ક્રિયાઓ કેવી રીતે પેદા થાય છે?**

**ઉત્તર**—જેમ હિમાલયથી નદીઓ નીકળે છે, એમ જ અક્રિય પરમાત્માતત્ત્વથી સઘળી ક્રિયાઓ પેદા થાય છે. જેમ હિમાલયમાં દ્રવતા છે, એમ જ નિર્ગુણ તત્ત્વમાં એક શક્તિ છે, જે જગતની સૃષ્ટિ-સ્થિતિ-પ્રલય કરે છે. જો તત્ત્વમાં કોઈ શક્તિ ન હોય તો સૃષ્ટિની રચના કેવી રીતે થાત? એ જ શક્તિથી સઘળી ક્રિયાઓ પેદા થાય છે. જેમ ચુંબકની શક્તિથી લોઢું ફરે છે, એમ જ સત્તાના દ્વારા બધી ક્રિયાઓ થાય છે. ॥ ૩૯૭ ॥

**પ્રશ્ન—રજ-વીર્યનો સંયોગ થવાથી જ શરીરનું નિર્માણ થાય છે, પછી અગસ્ત્ય વગેરેની ઉત્પત્તિ માત્ર વીર્યથી (રજના સંયોગના વિના) કેવી રીતે થઈ?**

**ઉત્તર**—વાસ્તવમાં શરીરની ઉત્પત્તિમાં વીર્ય જ મુખ્ય છે. રજ તો ખેતર છે પણ વીર્ય બીજ છે. સમર્થ પુરુષના વીર્યમાં એટલી શક્તિ હોય છે કે તે રજના વિના પણ શરીરને ઉત્પન્ન કરી શકે છે. જેમ કોઈ પણ બીજ જમીન (માટી)માં નાખવાથી જ અંકુરિત થાય છે પણ ચણા માત્ર પાણીમાં ભીજવવાથી જ અંકુરિત થઈ જાય છે. સમર્થ પુરુષ તો પોતાના સંકલ્પમાત્રથી જ સૃષ્ટિ પેદા કરી શકે છે. ॥ ૩૯૮ ॥

**પ્રશ્ન—સૃષ્ટિ-રચનાનું કાર્ય ભગવાનને આધીન છે, સંત-મહાપુરુષને આધીન નથી—'જગદ્વ્યાપારવર્જમ્' (બ્રહ્મસૂત્ર ૪/૪/૧૭), છતાં વિશ્વામિત્રજીએ સૃષ્ટિની રચના કેવી રીતે કરી?**

**ઉત્તર**—વિશ્વામિત્રજીએ પોતાના તપોબળથી સૃષ્ટિની રચના કરી. તપોબળથી જે કાર્ય કરવામાં આવે છે, તે સીમિત હોય છે. એટલા માટે વિશ્વામિત્રજીની સૃષ્ટિ પણ સીમિત રહી. વિશ્વામિત્રજીનું બળ તપથી પેદા કરેલું છે પણ ભગવાનનું બળ પેદા કરેલું નથી, બલ્કે સ્વતઃ-સ્વાભાવિક છે. ભગવાન તો યુક્તયોગી છે પણ વિશ્વામિત્રજી યુઞ્જાનયોગી છે. ॥ ૩૯૯ ॥

**પ્રશ્ન—શાસ્ત્રોમાં અનેક પ્રકારથી સૃષ્ટિ-રચનાનું વર્ણન આવે છે, આનો શું આશય છે?**

**ઉત્તર**—આનો આશય એ છે કે વાસ્તવમાં સંસાર નથી, માત્ર પરમાત્મા જ છે—**'નાસતો વિદ્યતે ભાવો નાભાવો વિદ્યતે સતઃ'** (ગીતા ૨/૧૬). જો સંસાર સત્ય હોત તો એક જાતનું જ વર્ણન હોત. જાતજાતનું વર્ણન હોવાથી જ એ સિદ્ધ થાય છે કે સંસાર નથી. વાસ્તવમાં પરમાત્મા જ છે, જે બીજી જાતના હોતા જ નથી. સૃષ્ટિ પરમાત્માથી પેદા થઈ એટલે કે બધાના મૂળમાં એક પરમાત્મા જ છે—એ વાત બધામાં એક જ છે. ॥ ૪૦૦ ॥

**પ્રશ્ન—ભગવાને સંસાર કેમ બનાવ્યો?**

**ઉત્તર**—જીવ ભોગોને ચાહે છે, એટલા માટે ભગવાને તેના માટે સંસારને બનાવ્યો. જેમ પિતા પૈસા ખરચ કરીને પણ બાળકને માટીનું રમકડું લાવી આપે છે; કેમ કે બાળક તે જ ચાહે છે! વાસ્તવમાં મનુષ્ય-શરીર ભોગ ભોગવવાને માટે છે જ નહિ—**'એહી તન કર ફલ બિષય ન ભાઈ'** (માનસ, ઉત્તર૦ ૪૪/૧). ભગવાને વસ્તુઓ આપી છે બીજાઓની સેવાને માટે, જેથી બીજાઓની સેવા કરીને જીવ નિર્મમ-નિરહંકાર થઈને મુક્ત થઈ જાય. ભગવાન ચાહે છે કે એ સંસારની સેવા કરે અને મારી સાથે પ્રેમ કરે. પરંતુ જીવે મળેલી વસ્તુઓને તો

પોતાની માની લીધી પણ આપનારા (ભગવાન)ને પોતાના નથી માન્યા, એટલા માટે મળેલા પ્રાણી-પદાર્થોમાં જ ફસાઈ ગયો!

તાત્પર્ય એ થયું કે ભગવાને જીવના ઉદ્ધારને માટે જ સંસાર બનાવ્યો છે. ॥ ૪૦૧ ॥

**પ્રશ્ન—જગતને ઈશ્વરે બનાવ્યું કે જીવે?**

**ઉત્તર**—ભગવાનથી પેદા થયેલી સૃષ્ટિ વાસ્તવમાં ભગવદ્રૂપ જ છે પણ જગદ્રૂપથી સૃષ્ટિ જીવકૃત છે. જીવે જ જગતને જગદ્રૂપ આપ્યું છે—**'યયેદં ધાર્યતે જગત્'** (ગીતા ૭/૫). એટલા માટે જગત ન તો પરમાત્માની દૃષ્ટિમાં છે, ન મહાત્માની દૃષ્ટિમાં છે, બલ્કે જીવની દૃષ્ટિમાં છે. સ્વાર્થબુદ્ધિથી જોઈએ તો જગત છે અને પરમાર્થબુદ્ધિથી જોઈએ તો પરમાત્મા છે. જીવભાવ એટલે કે અહમ્‌નો નાશ થવાથી જગત નથી મટતું, બલ્કે જગત ભગવદ્રૂપ થઈ જાય છે. ॥ ૪૦૨ ॥



## સ્વરૂપ (સ્વયં)

**પ્રશ્ન—સ્વરૂપનો બોધ તત્કાળ કેવી રીતે થાય?**

**ઉત્તર**—વાસ્તવમાં સ્વરૂપનો બોધ બધાને તત્કાળ જ થઈ રહ્યો છે! જેમ કે બધાને એ અનુભવ થાય છે કે 'હું છું.' આમાં જો 'હું'ને છોડીને 'છું'માં રહીએ તો સ્વરૂપનો બોધ થઈ જશે; કેમ કે 'હું'ના છૂટતાં જ 'છું' 'છે' થઈ જશે. ખાસ બાધા તો 'હું'ની જ છે. ॥ ૪૦૩ ॥

**પ્રશ્ન—કાંઈ પણ કરીએ, 'હું' આવી જ જાય છે?**

**ઉત્તર**—વાસ્તવમાં 'હું' છે જ નહિ. 'હું' આવી જાય છે—આ ધારણાથી જ 'હું' આવી જાય છે! ॥ ૪૦૪ ॥

**પ્રશ્ન—દૂધમાં ઘીની માફક શરીર સાથે ભળી રહેલા આત્માનો અલગ અનુભવ કેવી રીતે થાય?**

**ઉત્તર**—દૃષ્ટાંત માત્ર એક અંશમાં બંધબેસતું છે, સર્વાંશમાં નથી બંધબેસતું. વાસ્તવમાં દૂધમાં ઘીની માફક શરીર સાથે આત્મા ભળેલો

નથી;[1] ભળી શકતો જ નથી, માત્ર આપણે ભળેલો માની લીધો છે—**'કર્તાહમિતિ મન્યતે'** (ગીતા ૩/૨૭). શરીર અને આત્માનું તાદાત્મ્ય થયું નથી, બલ્કે માનેલું છે. કાંઈ ને કાંઈ ક્રિયા કરવાથી જ શરીરની સાથે સંબંધ દેખાય છે. કાંઈ પણ ન કરીએ તો શરીરનો શું સંબંધ?

જેમ સૂર્ય અને અંધકારનું મિલન નથી થઈ શકતું, એમ જ આત્મા અને શરીરનું મિલન નથી થઈ શકતું. ચેતન જડ સાથે, સત્ અસત્ સાથે, અવિનાશી નાશવંત સાથે કેવી રીતે ભળી શકે છે? પરંતુ અનાદિકાળથી સંસ્કારને કારણે ખોટી માન્યતા પણ સત્યના જેવી દેખાય છે. આ માન્યતા ઉદ્યમથી, અભ્યાસથી નથી મટતી, બલ્કે વિવેક-વિચારથી જ મટે છે. ॥ ૪૦૫ ॥

**પ્રશ્ન—સત્તા સર્વવ્યાપક છે, છતાં પોતાનામાં એકદેશીયતાનો અનુભવ કેમ થાય છે?**

**ઉત્તર**—એકદેશીયતાનો અનુભવ ખરેખર તો અહંકારનો અનુભવ છે. પરમાત્માની અનંત સત્તા જ અહંકારના કારણે એકદેશીય દેખાય છે. તાત્પર્ય છે કે સર્વવ્યાપક સત્તાને મન-બુદ્ધિથી પકડવાથી અથવા મન, બુદ્ધિ અને અહમ્‌ના સંસ્કાર હોવાથી જ એકદેશીયતા દેખાય છે. બુદ્ધિનો પણ જે પ્રકાશક છે, તે અહમ્‌ને આધીન નથી. એ જ આપણું સ્વરૂપ છે. આપણું હોવાપણું અને પરમાત્માનું હોવાપણું એક જ છે. એ જ ઉત્પત્તિનો આધાર અને પ્રતીતિનો પ્રકાશક છે. પ્રતીતિની સ્વતંત્ર સત્તા નથી. વ્યવહારના સમયે તો મન, બુદ્ધિ અને અહમ્‌ની પ્રતીતિ થાય છે પણ વ્યવહારરહિત અવસ્થામાં ન મન છે, ન બુદ્ધિ છે, ન અહમ્ છે. ચાહે વ્યવહારની અવસ્થા હોય, ચાહે વ્યવહારરહિત અવસ્થા હોય, 'છે'માં શું ફરક પડે છે! ॥ ૪૦૬ ॥

---

૧. **અનાદિત્વાન્નિર્ગુણત્વાત્પરમાત્માયમવ્યયઃ ।**
**શરીરસ્થોऽપિ કૌન્તેય ન કરોતિ ન લિપ્યતે ॥** (ગીતા ૧૩/૩૧)

'હે કુંતીનંદન! એ પુરુષ સ્વયં અનાદિ હોવાથી અને ગુણોથી રહિત હોવાથી અવિનાશી પરમાત્મસ્વરૂપ જ છે. એ શરીરમાં રહેતો હોવા છતાં પણ ન કરે છે અને ન લિપ્ત થાય છે.'

**પ્રશ્ન—મન, બુદ્ધિ અને અહમ્‌ના સંસ્કાર કેવી રીતે દૂર થાય?**

**ઉત્તર**—મન, બુદ્ધિ અને અહમ્‌ને છેડો નહિ. તેમને નહિ જુઓ, બલ્કે એક 'છે'ને જુઓ. એકદેશીયપણું મટી જાય—એ પણ ન જુઓ. કાંઈ પણ ન જુઓ, ચુપ થઈ જાઓ, પછી બધું આપમેળે બરાબર થઈ જશે. સમુદ્રમાં બરફના ઢગલા તરતા હોય તો તેમને ન ગાળવાના છે, ન રાખવાના છે. આને સહજાવસ્થા કહે છે. ॥ ૪૦૭ ॥

**પ્રશ્ન—પોતાની સત્તામાં જે એકદેશીયપણું દેખાય છે, તે કેવી રીતે છૂટે?**

**ઉત્તર**—એકદેશીયપણું છોડવાને માટે 'છે'ને પકડવો જોઈએ. વસ્તુઓ અલગ અલગ અને એકદેશીય હોય છે પણ તે બધામાં 'છે' એક જ હોય છે. કલ્પિત વસ્તુઓ મટી જાય છે અને 'છે' રહી જાય છે. એ 'છે'ની ઉપર બધી વસ્તુઓ દેખાય છે; જેમ કે છે મનુષ્ય, છે વસ્તુ વગેરે. પરંતુ વસ્તુઓની ઉપર 'છે' માનવાથી 'છે' સમજમાં નથી આવતો; જેમ કે મનુષ્ય છે, વસ્તુ છે વગેરે.

સત્તા એક જ છે. એ જ એક સત્તા એકદેશીય હોવાથી આપણું સ્વરૂપ છે અને સર્વદેશીય હોવાથી પરમાત્મા છે. શરીરના સંબંધથી પોતાની સત્તા દેખાય છે અને સંસારના સંબંધથી પરમાત્માની સત્તા દેખાય છે. શરીર-સંસારનો સંબંધ ન રહે તો એક ચિન્મય સત્તા રહી જાય છે અને શરીર-સંસારની સત્તા લુપ્ત થઈ જાય છે. કારણ કે શરીર-સંસાર અસત્ છે.

સ્વયં પરમાત્માનો જ અંશ છે. તેથી જેમ પાણીનો લોટો સમુદ્રમાં ભેળવી દઈએ, એમ જ સ્વયંને પરમાત્માને અર્પિત કરીને ચુપ થઈ જઈએ તો તે એકદેશીયતા આપોઆપ મટી જશે. ॥ ૪૦૮ ॥

**પ્રશ્ન—આપણું સ્વરૂપ 'સહજ સુખરાશિ' છે—ઈસ્વર અંશ જીવ અબિનાસી। ચેતન અમલ સહજ સુખરાસી ॥' (માનસ, ઉત્તર૦ ૧૧૭/૧). આ સહજ સુખ લુપ્ત કેવી રીતે થયું?**

**ઉત્તર**—આનું મુખ્ય કારણ છે—પોતાને શરીર માનવું. પોતાને શરીર માનવું પોતાના વિવેકનો અનાદર છે. વિવેકનો આદર કરવાને માટે જ ભગવાને ગીતાની શરૂઆતમાં શરીર-શરીરીનું વિવેચન કર્યું

છે. ॥ ૪૦૯ ॥

**પ્રશ્ન—'હું છું'—આ પોતાના હોવાપણા (સ્વરૂપ)નો અનુભવ તો બધાને થાય છે, પછી તત્ત્વજ્ઞાનીને પોતાના હોવાપણાનો અનુભવ કેવો થાય છે?**

**ઉત્તર**—બધાને પોતાના હોવાપણાનો જે અનુભવ થાય છે, તેમાં જડ (બુદ્ધિ કે અહમ્) સાથે ભળેલું રહે છે. તેથી તે ખરેખર તો 'અસત્‌નો અનુભવ' છે. પરંતુ તત્ત્વજ્ઞાનીને શુદ્ધ સ્વરૂપનો અનુભવ થાય છે, જેની સાથે જડ ભળેલું નથી. ॥ ૪૧૦ ॥

**પ્રશ્ન—સંસાર પર વિશ્વાસ કરવો તો મહાન ઘાતક છે પણ કોઈ પોતે પોતાના પર વિશ્વાસ કરે તો?**

**ઉત્તર**—તે પોતે પોતાને શું માને છે—એ જોવાનું હશે. જો તે પોતાને 'શરીર' માને છે તો તેનું એ જ ફળ હશે, જે સંસાર પર વિશ્વાસ કરવાનું થાય છે. જો તે પોતાને 'ચિન્મય સત્તા' માને છે તો તેનું એ જ ફળ હશે જે (જ્ઞાનમાર્ગમાં) પરમાત્મતત્ત્વ પર વિશ્વાસ કરવાનું હોય છે. કારણ કે શરીર તથા સંસાર એક છે અને સ્વરૂપ તથા પરમાત્મા એક છે. ॥ ૪૧૧ ॥

**પ્રશ્ન—દરેક વ્યક્તિમાં કોઈ ને કોઈ વિશેષતા રહે છે. પછી બીજાના કરતાં પોતાનામાં વિશેષતા જોવાથી બંધન કેવી રીતે?**

**ઉત્તર**—વિશેષતા વ્યક્તિઓમાં છે, પોતાનામાં અર્થાત્ સ્વરૂપમાં નથી. વ્યક્તિભેદ તો રહેશે જ પણ સ્વરૂપભેદ હોતો જ નથી. વ્યક્તિત્વ રહેવાથી એટલે કે જડ, નાશવંત શરીરની સાથે સંબંધ હોવાથી જ પોતાનામાં વિશેષતા દેખાય છે. પોતાનામાં વિશેષતા જોવાથી વ્યક્તિત્વ પુષ્ટ થાય છે. તેથી જ્યાં સુધી પોતાનામાં બીજાના કરતાં વિશેષતા દેખાય છે, ત્યાં સુધી બંધન છે. ॥ ૪૧૨ ॥

**પ્રશ્ન—સ્વરૂપમાં પણ વિશેષતા તો છે જ, છતાં સ્વરૂપમાં વિશેષતા નથી—આમ કહેવાનો આશય?**

**ઉત્તર**—સ્વરૂપની વિશેષતા નિરપેક્ષ છે, સાપેક્ષ નથી. એ વિશેષતા સ્વતંત્ર છે. સ્વરૂપની વિશેષતા વ્યક્તિમાં નથી આવી શકતી

અને વ્યક્તિની વિશેષતા સ્વરૂપમાં નથી શકતી. વિશેષતા જોતાં જ પ્રકૃતિની સત્તા આવે છે; કેમ કે પ્રકૃતિના વિના વિશેષતા નથી આવી શકતી. તેથી ખરેખર તો સ્વરૂપમાં વિશેષતા નથી બલ્કે સ્વરૂપ જ વિશેષ છે! સૂર્યમાં પ્રકાશ નથી, બલ્કે સૂર્ય પ્રકાશસ્વરૂપ જ છે. ॥ ૪૧૩ ॥



## સમાજ-સુધાર

**પ્રશ્ન—સમાજ-સુધારણાનો શું ઉપાય છે?**

**ઉત્તર**—પોતાની સુધારણાથી આપમેળે સમાજ-સુધારણા થાય છે; કેમ કે વ્યક્તિ પણ સમાજનું જ અંગ છે. વ્યક્તિગત જીવન તો બરાબર ન હોય પણ વાતો ઉત્તમ કહીએ તો ન પોતાની સુધારણા થશે ન સમાજની. વેશ્યા જો પાતિવ્રત્યનો ઉપદેશ આપે તે કેવું લાગશે? તેથી વાતો ઉત્તમ નહિ, પોતાનું જીવન ઉત્તમ હોવું જોઈએ. સમાજ-સુધારણાની ચેષ્ટા ન કરીને પોતાની સુધારણાની ચેષ્ટા કરવી જોઈએ. પોતાની સુધારણા થશે—સ્વાર્થ અને અભિમાનનો ત્યાગ કરીને બીજાનું હિત કરવાથી ॥ ૪૧૪ ॥

**પ્રશ્ન—સરકારના દ્વારા અપરાધીને મૃત્યુદંડ દેવો ઉચિત છે કે અનુચિત?**

**ઉત્તર**—મૃત્યુદંડ દેવો ઉચિત છે. એ સર્વથા પાપ-રહિત કરવાનો દંડ છે. મૃત્યુદંડથી પાપી વ્યક્તિની શુદ્ધિ થાય છે અને લોકોમાં પાપ ન કરવાની વૃત્તિ થાય છે. ॥ ૪૧૫ ॥

**પ્રશ્ન—'દયાનું મૃત્યુ' ઉચિત છે કે અનુચિત?**

**ઉત્તર**—એ દયા નથી, બલ્કે મૂર્ખતા છે. ડૉક્ટરનું કર્તવ્ય એ જ છે કે તે રોગીને યથાશક્તિ જીવિત રાખવાનો પ્રયત્ન કરે; કેમ કે કોઈ પણ પ્રાણી મરવા નથી ચાહતું. જે રોગી વર્ષોથી બેહોશ છે, તે ક્યારેક હોશમાં પણ આવી શકે છે. આવી ઘટના મારી જોયેલી છે. ॥ ૪૧૬ ॥

**પ્રશ્ન—ચારે વર્ણો અને આશ્રમોમાં કયો વર્ણ અને આશ્રમ શ્રેષ્ઠ છે?**

**ઉત્તર**—એ જ વર્ણ અને આશ્રમ શ્રેષ્ઠ છે, જે પોતાના કર્તવ્યનું પાલન કરે છે. જે પોતાના કર્તવ્યનું પાલન નથી કરતો, તે નિમ્ન બની જાય છે. ॥ ૪૧૭ ॥

**પ્રશ્ન—સમાજમાં જાતજાતના રીત-રિવાજ પ્રચલિત છે. તેમનામાં કયો યોગ્ય છે, કયો અયોગ્ય છે—આનો નિર્ણય કેવી રીતે કરવો?**

**ઉત્તર**—જેમાં પોતાના સ્વાર્થનો ત્યાગ અને બીજાનું હિત હોય, તે જ યોગ્ય છે. ॥ ૪૧૮ ॥



## પ્રકીર્ણ

**પ્રશ્ન—એક તરફ કહેવામાં આવે છે કે આશા ન રાખો—'આશા હિ પરમં દુઃખમ્' અને બીજી તરફ કહેવામાં આવે છે કે આશાવાદી બનો. શું કરવું જોઈએ?**

**ઉત્તર**—બન્ને વાતો ખરી છે. આશા ન રાખવાનો આશય છે—સંસારની આશા ન રાખો અને આશાવાદી બનવાનો આશય છે—પોતાની ઉન્નતિથી અથવા ભગવત્પ્રાપ્તિથી નિરાશ ન થાઓ. સત્યની આશા રાખો, અસત્‌ની આશા ન રાખો. ॥ ૪૧૯ ॥

**પ્રશ્ન—અવિદ્યા અને વિપર્યયમાં શું ફરક છે?**

**ઉત્તર**—અનિત્ય, અશુચિ, અનાત્મા અને દુઃખમાં વિપરીત (નિત્ય, શુચિ, આત્મા અને સુખ) બુદ્ધિ હોવાનું નામ 'અવિદ્યા' (અજ્ઞાન) છે. દોરડીમાં સાપ દેખાવો, સજ્જનને દુર્જન સમજવો 'વિપર્યય' છે. અવિદ્યા પોતાનામાં રહે છે અને વિપર્યય વૃત્તિ અંતઃકરણમાં રહે છે. જીવન્મુક્ત મહાપુરુષમાં અવિદ્યા-દોષ તો નથી રહેતો પણ વિપર્યય-દોષ રહી શકે છે. એટલા માટે તેમનામાં વ્યવહારની ભૂલ તો થઈ શકે છે પણ સ્વયંની ભૂલ નથી હોતી. ॥ ૪૨૦ ॥

**પ્રશ્ન—આત્મદષ્ટિ અને પરમાત્મદષ્ટિ શું ફેર છે?**

**ઉત્તર**—આત્મદષ્ટિથી બ્રહ્મજ્ઞાન થાય છે અને પરમાત્મદષ્ટિથી પ્રેમ થાય છે. આત્મદષ્ટિથી 'સત્' તથા 'ચિત્'નો અનુભવ થાય છે અને

પરમાત્મદૃષ્ટિથી 'આનંદ'નો અનુભવ થાય છે. જોકે પરમાત્મ-દૃષ્ટિથી પણ 'સત્' તથા 'ચિત્'નો અનુભવ થાય છે પણ મુખ્યતા આનંદની રહે છે. એ જ પ્રમાણે આત્મદૃષ્ટિથી પણ આનંદનો અનુભવ થાય છે પણ મુખ્યતા સત્ તથા ચિત્‌ની રહે છે. ॥ ૪૨૧ ॥

**પ્રશ્ન—આસ્તિક અને નાસ્તિક કોને કહે છે?**

**ઉત્તર**—જે જોયા-સાંભળ્યા વિના પણ પરમાત્માની સત્તા માને છે, તેઓ 'આસ્તિક' છે. જે પરમાત્માની સત્તા ન માનીને જગત અને જીવ (આત્મા)ની સત્તા માને છે, તેઓ 'નાસ્તિક' છે. ॥ ૪૨૨ ॥

**પ્રશ્ન—ચેતન અને ચિન્મયમાં શું ફેર છે?**

**ઉત્તર**—'ચેતન' સાપેક્ષ છે એટલે કે જડની અપેક્ષાએ ચેતન છે. પરંતુ 'ચિન્મય' નિરપેક્ષ છે. ચિન્મયનો અર્થ છે—કેવળ (શુદ્ધ) ચેતન ॥ ૪૨૩ ॥

**પ્રશ્ન—સ્માર્ત અને વૈષ્ણવમાં શું ફેર છે?**

**ઉત્તર**—જે વેદોને, સ્મૃતિઓને, પુરાણોને, શાસ્ત્રોને માને છે કે જે તેઓ કહેશે, એ જ ઠીક છે, તેઓ 'સ્માર્ત' કહેવાય છે. પરંતુ જે કેવળ ભગવાનને જ માને છે, તેઓ 'વૈષ્ણવ' કહેવાય છે. સ્માર્તમાં કર્મકાંડની મુખ્યતા રહે છે અને વૈષ્ણવમાં ભગવાનની મુખ્યતા રહે છે. સ્માર્ત લૌકિક છે અને વૈષ્ણવ અલૌકિક છે.[૧] ॥ ૪૨૪ ॥

**પ્રશ્ન—દરિદ્ર અને ધનિકની ઓળખાણ શું છે?**

**ઉત્તર**—જેને પ્રાપ્ત વસ્તુ વગેરેમાં સંતોષ નથી અને અપ્રાપ્તની ઈચ્છા થાય છે, તે 'દરિદ્ર' છે. તેની પાસે ધન ન હોય તો પણ દરિદ્ર છે, ધન હોય તોપણ દરિદ્ર છે. જેને પ્રાપ્તમાં સંતોષ છે અને અપ્રાપ્તની ઈચ્છા નથી, તે 'ધનિક' છે. તેની પાસે ધન ન હોય તોપણ ધનિક છે અને ધન હોય તો પણ ધનિક છે. ॥ ૪૨૫ ॥

---

૧. જગત (ક્ષર) તથા જીવ (અક્ષર)—બન્ને લૌકિક છે—**'દ્વાવિમૌ પુરુષૌ લોકે ક્ષરશ્ચાક્ષર એવ ચ'** અને ભગવાન આ બન્નેથી વિલક્ષણ અર્થાત્ અલૌકિક છે—**'ઉત્તમઃ પુરુષસ્ત્વન્યઃ'** (ગીતા ૧૫/૧૭). કર્મયોગ અને જ્ઞાનયોગ પણ લૌકિક છે—**'લોકેઽસ્મિન્દ્વિવિધા નિષ્ઠા'** (ગીતા ૩/૩). ક્ષરને લઈને કર્મયોગ અને અક્ષરને લઈને જ્ઞાનયોગ ચાલે છે પણ ભક્તિયોગ અલૌકિક છે, જે ભગવાનને લઈને ચાલે છે.

**પ્રશ્ન—ભગવાને કહ્યું છે—'મોહિ કપટ છલ છિદ્ર ન ભાવા' (માનસ, સુંદર૦ ૪૪/૩) તો કપટ અને છળમાં શું ફેર છે?**

**ઉત્તર**—'કપટ' તો પોતાના અંતરમાં હોય છે પણ 'છળ'માં બીજાને ઠગે છે. બીજાઓમાં દોષ જોવા 'છિદ્ર' છે. ॥ ૪૨૬ ॥

**પ્રશ્ન—ગુરુ, શાસક અને નેતા—ત્રણેમાં શું ફેર છે?**

**ઉત્તર**—ગુરુ જ્ઞાનરૂપી પ્રકાશ આપીને મનુષ્યને સાચા રસ્તા પર લાવે છે. શાસક દંડ આપીને સાચા રસ્તા પર લાવે છે. નેતા સમજાવીને સાચા રસ્તા પર લાવે છે. ગુરુ સૌમ્ય (દયાળુ) શાસક છે, રાજા ક્રૂર શાસક છે અને નેતા સામાન્ય (ન ક્રૂર, ન સૌમ્ય) શાસક છે. ॥ ૪૨૭ ॥

**પ્રશ્ન—દુઃખ અને કરુણામાં શું ફેર છે?**

**ઉત્તર**—પોતાના દુઃખથી દુઃખી થવું દુઃખ છે અને બીજાના દુઃખથી દુઃખી થવું 'કરુણા' છે. દુઃખી થવું ભોગ છે અને કરુણિત થવું ત્યાગ છે. દુઃખમાં પોતાની તરફ દૃષ્ટિ રહે છે અને કરુણામાં બીજાની તરફ. ॥ ૪૨૮ ॥

**પ્રશ્ન—દેહાત્મા, ગૌણાત્મા, અંતરાત્મા અને પરમાત્મા—એમનામાં શું ભેદ છે?**

**ઉત્તર**—શરીરને 'દેહાત્મા' કહે છે. પુત્રને 'ગૌણાત્મા' કહે છે. જેનો દેહની સાથે સંબંધ છે, એ અંતર્યામીને 'અંતરાત્મા' કહે છે—**'સર્વસ્ય ચાહં હૃદિ સન્નિવિષ્ટઃ'** (ગીતા ૧૫/૧૫). **'ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશેઽર્જુન તિષ્ઠતિ'** (ગીતા ૧૮/૬૧). જેનો દેહની સાથે સંબંધ નથી, તેને પરમાત્મા કહે છે. ॥ ૪૨૯ ॥

**પ્રશ્ન—નિર્વિકલ્પ સ્થિતિ અને નિર્વિકલ્પ બોધમાં શું ફેર છે?**

**ઉત્તર**—નિર્વિકલ્પ સ્થિતિ કારણશરીરમાં હોય છે અને નિર્વિકલ્પ બોધ સ્વયંમાં હોય છે. નિર્વિકલ્પ સ્થિતિ સવિકલ્પમાં બદલાઈ જાય છે પણ નિર્વિકલ્પ બોધ સવિકલ્પમાં નથી બદલાતો. સ્થિતિ બદલાય છે, બોધ નથી બદલાતો—**'સર્ગેઽપિ નોપજાયન્તે પ્રલયે ન વ્યથન્તિ ચ'** (ગીતા ૧૪/૨). નિર્વિકલ્પ બોધ અખંડ, નિત્ય, સ્વતઃ-સ્વાભાવિક અને નિરપેક્ષ હોય છે. ॥ ૪૩૦ ॥

**પ્રશ્ન—સફાઈ અને શુદ્ધિમાં શું ફેર છે?**

**ઉત્તર**—સફાઈ અને શુદ્ધિ (પવિત્રતા)માં ઘણો ફેર છે. હાડકાંને

સાફ કરી શકીએ છીએ પણ શુદ્ધ નથી કરી શકતા. કઈ વસ્તુ શુદ્ધ છે—એને શાસ્ત્ર-પ્રમાણથી જ જાણી શકીએ છીએ. જેમ કે બીજાં જળોનાં કરતાં ગંગાજળ પવિત્ર છે. ગાયનું ગોબર-ગોમૂત્ર પણ પવિત્ર છે. ॥ ૪૩૧ ॥

**પ્રશ્ન—કારણશરીરની સ્થિરતા અને સ્વરૂપની સ્થિરતામાં શું ફેર છે?**

**ઉત્તર**—કારણશરીરની સ્થિરતા સાપેક્ષ છે એટલે કે ચંચળતાની અપેક્ષાએ સ્થિરતા છે. પરંતુ સ્વયંની સ્થિરતા નિરપેક્ષ છે. સ્વયં કારણશરીરની સ્થિરતાનો પણ પ્રકાશક અને સાક્ષી છે. ॥ ૪૩૨ ॥

**પ્રશ્ન—'રામાયણ'માં આવ્યું છે—'સઠ સુધરહિં સંતસંગતિ પાઈ' (બાલ૦ ૩/૫) અને 'મૂરુખ હૃદયઁ ન ચેત જૌં ગુર મિલહિં બિરંચિ સમ' (લંકા૦ ૧૬ ખ) તો 'શઠ' અને 'મૂર્ખ'માં શું ફેર છે?**

**ઉત્તર**—દરેક કવિ કે લેખકના શબ્દોમાં તેમનો પોતાનો એક વિશેષ અર્થ હોય છે. અહીંયાં 'શઠ' તે છે, જે જાણતો નથી અને 'મૂર્ખ' તે છે, જે જાણે તો છે પણ માનતો નથી. ॥ ૪૩૩ ॥

**પ્રશ્ન—મુક્ત અને પ્રેમી બન્નેના વ્યવહારમાં શું ફેર હોય છે?**

**ઉત્તર**—મુક્તનો વ્યવહાર સમતાનો, ઉદાસીનતાનો હોય છે પણ પ્રેમીનો વ્યવહાર પ્રેમપૂર્ણ હોય છે; કેમ કે ભગવાન વહાલા લાગે છે તો તેમની દરેક ચીજ વહાલી લાગે છે. ॥ ૪૩૪ ॥

**પ્રશ્ન—શીખેલું અને જાણેલું—બન્નેમાં શું ફરક છે?**

**ઉત્તર**—શીખેલું બુદ્ધિનો વિષય હોય છે અને જાણેલું બુદ્ધિનું પ્રકાશક હોય છે. બુદ્ધિની અંતર્ગત શીખેલું છે અને જાણેલાની અંતર્ગત બુદ્ધિ છે. શીખેલું તો દૃઢ-અદૃઢ બન્ને થાય છે પણ જાણેલું અદૃઢ થતું જ નથી. ॥ ૪૩૫ ॥

**પ્રશ્ન—શીખવું, સમજવું અને અનુભવ કરવો—ત્રણેમાં શું ફેર છે?**

**ઉત્તર**—આને આ ઉદાહરણથી સમજવું જોઈએ—નાની બાળકી 'શીખી' લે છે કે આ મારી મા છે. તે મા કેમ છે, કેવી રીતે છે—એ તે નથી જાણતી. જ્યારે તે કંઈક મોટી થાય છે, ત્યારે તે 'સમજે' છે કે તેણે મને

જન્મ આપ્યો છે, એટલા માટે તે મારી મા છે. લગ્નના પછી જ્યારે તે પોતે મા બને છે, બાળકને જન્મ આપે છે, ત્યારે તેને 'અનુભવ' થાય છે કે આ રીતે માએ મને જન્મ આપ્યો હતો. ॥ ૪૩૬ ॥

**પ્રશ્ન—સિદ્ધાંત અને નિયમમાં શું ફેર છે?**

**ઉત્તર**—સિદ્ધાંત માનવાનો અને નિયમ પાલન કરવાનો હોય છે. ॥ ૪૩૭ ॥

**પ્રશ્ન—સ્વાભિમાન અને અભિમાનમાં શું ફેર છે?**

**ઉત્તર**—સ્વાભિમાન સાત્ત્વિક હોય છે અને અભિમાન તામસી. હું સાધક છું તો સાધનથી વિરુદ્ધ કાર્ય કેવી રીતે કરી શકું છું? હું ચોરી કેવી રીતે કરી શકું છું—આ 'સ્વાભિમાન' છે. હું સાધક છું. બીજા અસાધક છે—આ રીતે બીજાની અપેક્ષાએ પોતાનામાં વિશેષતા જોવી 'અભિમાન' છે. અભિમાન થવાથી મનુષ્ય-સાધન વિરુદ્ધ કાર્ય કરી બેસશે અને સ્વાભિમાન થવાથી તેને સાધન-વિરુદ્ધ કાર્ય કરવામાં શરમ લાગશે. ॥ ૪૩૮ ॥

**પ્રશ્ન—મુમુક્ષામાં અને જિજ્ઞાસામાં શું ફેર છે?**

**ઉત્તર**—મુમુક્ષામાં સાધક પોતાની મુક્તિ ચાહે છે, એટલા માટે તેમાં વ્યક્તિત્વ રહે છે. મુમુક્ષાથી પણ તત્ત્વની જિજ્ઞાસા સારી છે અને તેનાથી પણ પ્રેમની પિપાસા સારી છે. ॥ ૪૩૯ ॥

**પ્રશ્ન—જિજ્ઞાસા સ્વયંમાં થાય છે અથવા બુદ્ધિમાં અથવા અહમ્‌માં?**

**ઉત્તર**—જિજ્ઞાસા સ્વયંમાં થાય છે. ભાવરૂપ સ્વયંમાં જ અભાવનો અનુભવ થાય છે, ત્યારે જ જિજ્ઞાસા થાય છે. જો એમ માનીએ કે જિજ્ઞાસા અહમ્‌માં થાય છે તો અહમ્‌નો માલિક કોણ છે? અહમ્‌ની સાથે કોણે સંબંધ જોડ્યો છે? હું એ જ છું—એ પ્રત્યભિજ્ઞા કોનામાં થાય છે? માનવું પડશે કે સ્વયં (ચેતન) જ અહમ્‌નો માલિક છે, એ જ અહમ્‌ની સાથે સંબંધ જોડે છે અને તેમાં જ પ્રત્યભિજ્ઞા થાય છે. સ્વયંએ જેટલા અંશમાં અહમ્ સાથે સંબંધ માન્યો છે, અહમ્‌નો સ્વીકાર કર્યો છે, તેટલા અંશમાં અજ્ઞાન છે. જગતની સત્તા સ્વયંએ જ માની છે—**'યયેદં ધાર્યતે જગત્'** (ગીતા

૭/૫). તેથી સ્વયંમાં જ જિજ્ઞાસા થાય છે અને સ્વયંને જ બોધ થાય છે. બોધ થવાથી સ્વયંમાં ફરક પડે છે. સ્વયંમાં ફરક પડવાથી મન, બુદ્ધિ, ઇન્દ્રિયોમાં પણ ફરક પડે છે. ॥ ૪૪૦ ॥

**પ્રશ્ન—સાવધાન રહેવું ઉત્તમ છે કે ઉદાસીન?**

**ઉત્તર**—કર્તવ્ય-પાલન કરવામાં સાવધાન રહીએ પણ અંતરથી ઉદાસીન રહીએ. ઉદાસીન રહેવાનો અર્થ છે—રાગ-દ્વેષ ન રાખીએ, પક્ષપાત ન કરીએ, તટસ્થ રહીએ. ॥ ૪૪૧ ॥

**પ્રશ્ન—અગાઉના લોકો અન્યાયને નહિ સહેતા હતા પણ આજકાલ અન્યાયને સહે છે. શું અન્યાયને સહેવો ઉચિત છે?**

**ઉત્તર**—અન્યાયને સહેવો ઉચિત નથી. અન્યાયી માણસ જ અન્યાયને સહે છે—**'ચોર ચોર મૌસેરે ભાઈ'**? ॥ ૪૪૨ ॥

**પ્રશ્ન—જ્યારે આવશ્યક વસ્તુ આપમેળે પ્રાપ્ત થાય છે તો પછી અનેક લોકો શરીર-નિર્વાહની વસ્તુઓનો અભાવ કેમ ભોગવે છે?**

**ઉત્તર**—તેમણે પૂર્વજન્મમાં અન્ન, જળ વગેરે શરીર-નિર્વાહની વસ્તુઓનો દુરુપયોગ કર્યો હતો, ત્યારે જ તેમને તંગી ભોગવવી પડે છે. એટલા માટે હવે તંગી ભોગવવી જ તેમને માટે જરૂરી છે. તાત્પર્ય એ છે કે જેમ શરીર-નિર્વાહની વસ્તુઓની આવશ્યકતા છે, એમ જ અગાઉ કરવામાં આવેલાં કર્મોનું ફળ ભોગવવાની પણ આવશ્યકતા છે. તેથી મનુષ્યે શરીર-નિર્વાહની વસ્તુઓનો દુરુપયોગ નહિ કરવો જોઈએ, તેમને નકામો નાશ નહિ કરવો જોઈએ. ॥ ૪૪૩ ॥

**પ્રશ્ન—અખંડ સ્મૃતિ શું છે?**

**ઉત્તર**—'હું છું'—આવી રીતે પોતાના હોવાપણાનો આપણે નિરંતર અનુભવ કરીએ છીએ—આ જ અખંડ સ્મૃતિ છે. 'હું છું'—એ જ્ઞાનની અખંડ સ્મૃતિ છે અને 'હું ભગવાનનો છું'—એ ભક્તિની અખંડ સ્મૃતિ છે. જ્ઞાન થવાથી 'હું' નથી રહેતો અને 'છું' 'છે'માં બદલાઈ જાય છે. ॥ ૪૪૪ ॥

**પ્રશ્ન—બીજાઓને પોતાના માનવા કે તેમની ઉપેક્ષા કરવી, બન્નેમાં કયું ઉત્તમ છે?**

**ઉત્તર**—પોતાના શરીરની ઉપેક્ષા હોવી જોઈએ અને બીજાઓનાં શરીરમાં આત્મીયતા હોવી જોઈએ એટલે કે જેમ પોતાના શરીરનું દુ:ખ દૂર કરવાની ચેષ્ટા થાય છે, એમ જ બીજાના શરીરનું દુ:ખ દૂર કરવાની ચેષ્ટા થવી જોઈએ. તાત્પર્ય એ છે કે જેમ પોતાના શરીરમાં આત્મીયતા છે, એમ જ બીજાં શરીરોમાં આત્મીયતા થવી જોઈએ અને જેમ સંસારની ઉપેક્ષા છે, એમ પોતાના શરીરની ઉપેક્ષા હોવી જોઈએ. બીજાઓના હિતની દૃષ્ટિથી વ્યવહાર ભલે ફાવે તેવો (યથાયોગ્ય) કરવો પણ આત્મીયતામાં ફરક નહિ આવવો જોઈએ.

જ્ઞાનમાર્ગમાં ઉદાસીનતા ઉત્તમ હોય છે અને કર્મયોગ તથા ભક્તિયોગમાં દયાળુતા ઉત્તમ હોય છે. ॥ ૪૪૫ ॥

**પ્રશ્ન—રામાયણ, મહાભારત વગેરેની કથાઓનું રૂપક બનાવવું, તેમને જ્ઞાનમાં ઘટાવવું (જેમ કે રાવણ નામ અહંકારનું છે વગેરે) શું ઉચિત છે?**

**ઉત્તર**—ઈતિહાસની કથાઓનું રૂપક બનાવવું ઠીક નથી. શાસ્ત્રોમાં જ્ઞાનની વાતોની કમી તો છે નહિ, પછી રૂપક શા માટે બનાવવાં? રૂપક બનાવવાથી ઈતિહાસનો નાશ થાય છે, ભગવાનના ચરિત્ર પર આઘાત થાય છે. ॥ ૪૪૬ ॥

**પ્રશ્ન—કીર્તનમાં જે સુખ મળે છે, તે કયું છે?**

**ઉત્તર**—કીર્તનમાં મળનારું સુખ સાત્ત્વિક છે, જે ભગવાનની તરફ લઈ જનારું છે હોય છે. ॥ ૪૪૭ ॥

**પ્રશ્ન—એક વાત તો એ આવે છે કે પ્રકૃતિ કર્તા છે અને એક વાત એ આવે છે કે ન પુરુષ કર્તા છે, ન પ્રકૃતિ કર્તા છે, કર્તા કોઈ નથી, કેવળ માન્યતા છે—બન્નેમાં કઈ વાત સાચી છે?**

**ઉત્તર**—વાસ્તવમાં કર્તા કોઈ નથી, ન પુરુષ, ન પ્રકૃતિ. પરંતુ જો કોઈ કર્તા માનવા જ ચાહે તો એ જ કહીશું કે કર્તાપણું પ્રકૃતિ (જડ)માં છે, પુરુષ (ચેતન)માં નથી. તાત્પર્ય એ થયું કે જો કર્તા માનવામાં આવે તો તે પ્રકૃતિમાં છે, નહિતર કોઈ કર્તા નથી. ॥ ૪૪૮ ॥

**પ્રશ્ન—ક્રિયાનો વેગ કોનામાં છે?**

**ઉત્તર**—ક્રિયાનો વેગ પ્રકૃતિમાં છે પણ માન્યો છે પોતાનામાં. શરીરમાં હુંપણું કરવાના કારણે ક્રિયાનો વેગ પોતાનામાં દેખાય છે. ॥ ૪૪૯ ॥

**પ્રશ્ન—ગંગાજીનું પૂજન કરવાથી શું લાભ?**

**ઉત્તર**—પૂજન કરવાથી અંતઃકરણ શુદ્ધ, નિર્મળ થાય છે. બીજી વાત, જેનો હૃદયમાં આદર થાય છે, તેનું પૂજન આપોઆપ થાય છે. ॥ ૪૫૦ ॥

**પ્રશ્ન—જીવ અનંત છે, પછી ચોરાસી લાખની ગણના શા માટે?**

**ઉત્તર**—ઋષિઓએ ચોરાસી લાખ જીવોની જાતિઓની ગણતરી કરી લીધી હતી. એટલા માટે તેમણે ચોરાસી લાખ જીવ બનાવી દીધા. ચોરાસી લાખ જાતિઓમાં એક એક જાતિમાં લાખો-કરોડો જીવ છે. ભૂત, પ્રેત, પિશાચ, દેવતા, પિતૃ, ગંધર્વ વગેરે જાતિઓને ગણતરીમાં નથી લીધી; કેમ કે તેઓ બધી દેવયોનિઓ છે, જે સામાન્યરૂપે બધાને નથી દેખાતી. ॥ ૪૫૧ ॥

**પ્રશ્ન—સૃષ્ટિની શરૂઆતથી જ દેવ અને અસુર-એ બે વિભાગ કેવી રીતે થઈ ગયા?**

**ઉત્તર**—પ્રકૃતિ અને પુરુષ—બન્ને અનાદિ છે—**'પ્રકૃતિં પુરુષં ચૈવ વિદ્ધ્યનાદી ઉભાવપિ'** (ગીતા ૧૩/૧૯). પ્રકૃતિની પ્રધાનતાથી અસુર થઈ ગયા અને પુરુષની પ્રધાનતાથી દેવ થઈ ગયા.

વાસ્તવમાં સત્તા એક જ છે. પરંતુ પોતાના રાગ-દ્વેષના કારણે બે સત્તા દેખાય છે. પોતાના રાગ-દ્વેષના કારણે જ અસુર અને દેવતાનો વિભાગ દેખાય છે. પોતાના રાગ-દ્વેષ ન હોય તો અસુર અને દેવતામાં શું ફરક છે—**'અમૃતં ચૈવ મૃત્યુશ્ચ સદસચ્ચાહમર્જુન'** (ગીતા ૯/૧૯). રાગ-દ્વેષ ન થાય તો કેવળ ભગવાનની લીલા છે, ખેલ છે! ॥ ૪૫૨ ॥

**પ્રશ્ન—પણ ભગવાનની એ પરસ્પર વિરોધી વાતોવાળી લીલા સમજમાં નથી આવી!**

**ઉત્તર**—લીલાને સમજી નથી શકતા, માની શકીએ છીએ. જો લીલા આપણી સમજમાં આવી જાય તો સમજ મોટી થઈ જશે અને ભગવાન નાના થઈ જશે! ॥ ૪૫૩ ॥

**પ્રશ્ન—આજકાલ ઘણું કરીને એ સાંભળવામાં આવે છે કે અમુક સ્ત્રી કે પુરુષની ભીતર અમુક દેવી કે દેવતા આવે છે અને વાતો જણાવે છે, શું આ સાચું છે?**

**ઉત્તર**—આજકાલ ઢોંગ ઘણો છે. જો દેવી-દેવતાનો શરીરમાં પ્રવેશ થઈ જાય તો શરીર તેમનું તેજ સહી જ નહિ શકશે. મનુષ્ય-શરીરમાં ભૂત-પ્રેતનો પ્રવેશ થઈ શકે છે. ભૂત-પ્રેતોમાં ઊંચ-નીચ અનેક જાતિઓ હોય છે. ભૂત-પ્રેત પણ દેવયોનિમાં આવે છે. અમરકોષમાં આવ્યું છે—

**વિદ્યાધરાઽપ્સરોયક્ષરક્ષોગન્ધર્વ કિન્નરાઃ ।**
**પિશાચો ગુહ્યકઃ સિદ્ધો ભૂતોઽમી દેવયોનયઃ ॥** (૧/૧/૧૧) ॥ ૪૫૪ ॥

**પ્રશ્ન—ધાર્મિક સિનેમા જોવી જોઈએ કે નહિ?**

**ઉત્તર**—નહિ જોવી જોઈએ. ધાર્મિક સિનેમા જોવામાં પણ નુકસાન છે. કારણ કે ફિલ્મ-નિર્માતાની દૃષ્ટિ પૈસાની તરફ તથા સાધારણ લોકોની રુચિની તરફ રહે છે, સત્યની તરફ નહિ. તેઓ શાસ્ત્રમાં લખેલી વાતોને તત્ત્વથી નથી સમજતા. શાસ્ત્રમાં જે આવ્યું છે અને સિનેમામાં જે દેખાડે છે—બન્નેમાં ફરક હોવાના કારણે ધાર્મિક સિનેમા જોવાથી નાસ્તિકતા આવે છે. ॥ ૪૫૫ ॥

**પ્રશ્ન—ક્યારેક ક્યારેક એવી પરિસ્થિતિ આવે છે, જ્યારે નિર્ણય લેવાનું અઘરું થઈ જાય છે, અમે કિંકર્તવ્યવિમૂઢ થઈ જઈએ છીએ, એ સમયે શું કરવું જોઈએ?**

**ઉત્તર**—ચુપ, શાંત થઈને ભગવાનને યાદ કરવા જોઈએ. સમાધાન મળી જશે. પોતાના સ્વાર્થનો ત્યાગ અને બીજાનું હિત હોય—એવું કામ કરવું જોઈએ. ॥ ૪૫૬ ॥

**પ્રશ્ન—પિતૃલોક શું છે?**

**ઉત્તર**—સ્વર્ગની જેમ આ પણ એક લોક છે, જ્યાં પિતૃ રહે છે. જેઓ એ લોકના અધિકારી હોય છે, તેઓ ત્યાં જાય છે—‘**પિતૃન્યાન્તિ પિતૃવ્રતાઃ**’ (ગીતા ૯/૨૫).

આપણા પિતૃ (પિતા, દાદા વગેરે) જે લોકમાં અથવા જે યોનિમાં છે, તે પણ પિતૃલોક છે. પિતૃ જો પશુયોનિમાં છે તો તે જ પિતૃલોક છે.

જેની ઘરમાં, પરિવારમાં વધારે આસક્તિ હોય છે, તેઓ પિતૃ બનીને ઘરમાં રહે છે. તેમનું કમાયેલું ધન આપણે લીધું છે; તેથી તેમની સેવા કરવી આપણું કર્તવ્ય છે. ॥ ૪૫૭ ॥

**પ્રશ્ન—એકનાથ વગેરે સંતોએ શ્રાદ્ધ-ભોજનને માટે પિતૃઓનું આવાહન કર્યું તો પિતૃ જાતે કેવી રીતે આવી ગયા?**

**ઉત્તર**—પિતૃ જે યોનિમાં છે, આવાહન કરવાથી તેમને ત્યાં મૂર્છા આવી જાય છે અને (પરકાયાપ્રવેશની જેમ) તેઓ ત્યાં આવી જાય છે. પરંતુ એ કોઈ સામાન્ય વાત નથી. ॥ ૪૫૮ ॥

**પ્રશ્ન—પ્રેત કોઈને દુ:ખ આપે છે તો તેને કોઈ દોષ (પાપ) લાગે છે કે નહિ?**

**ઉત્તર**—તેને કોઈ દોષ નથી લાગતો; કેમ કે તે ભોગયોનિ છે અને મનુષ્યને પ્રારબ્ધના અનુસાર જ તેને દુ:ખ આપે છે. જેઓ સાત્ત્વિક પ્રેત હોય છે, તેઓ દુ:ખ નથી આપતા. રાજસ-તામસ પ્રેત જ દુ:ખ આપે છે. એ નિયમ છે કે દુ:ખી વ્યક્તિ જ બીજાઓને દુ:ખ આપે છે. તેથી જે પ્રેતો પોતે દુ:ખી હોય છે, તેઓ જ બીજાઓને દુ:ખ આપે છે. ॥ ૪૫૯ ॥

**પ્રશ્ન—આપણે કોઈ ખોટું કાર્ય નથી કર્યું, છતાં પણ દુષ્ટ વ્યક્તિથી ભય કેમ લાગે છે?**

**ઉત્તર**—પોતાની નિર્દોષતા પર દૃઢ વિશ્વાસ ન હોવાથી જ ભય લાગે છે. ભય ત્રણ કારણોથી લાગે છે—પોતાનું આચરણ ખોટું હોવાથી, પોતાની નિર્દોષતા પર વિશ્વાસ ન કરવાથી અને કોઈ પણ વસ્તુ (શરીર, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ વગેરે)ને પોતાની માનવાથી. ॥ ૪૬૦ ॥

**પ્રશ્ન—મારું કાંઈ નથી, મારે કાંઈ નહિ જોઈએ અને મારે કાંઈ નથી કરવાનું—આ ત્રણેના મૂળમાં શું છે?**

**ઉત્તર**—મૂળમાં છે—હું કાંઈ નથી અને પરમાત્મા છે. ॥ ૪૬૧ ॥

**પ્રશ્ન—વેદ અનાદિ છે અને યાજ્ઞવલ્ક્ય વગેરે ઋષિ પછીથી થયા છે, છતાં વેદોમાં એવા ઋષિઓનું વર્ણન કેવી રીતે આવ્યું?**

**ઉત્તર**—વેદ સર્વજ્ઞ છે. ભગવાને પણ કહ્યું છે—**'વેદાહં સમતીતાનિ વર્તમાનાનિ ચાર્જુન'** (ગીતા ૭/૨૬). તેથી એવા ઋષિઓની મહત્તા પ્રકટ કરવાને માટે, બ્રહ્મવિદ્યાનો મહિમા બતાવવાને માટે વેદોએ

અગાઉથી જ તેમનું વર્ણન કરી દીધું. મહર્ષિ વાલ્મીકિજીએ પણ ભગવાન રામનો અવતાર થવા અગાઉ જ 'રામાયણ'ની રચના કરી દીધી હતી! વાલ્મીકિજીએ કહ્યું છે—

**ભવિષ્યજ્ઞાનયોગાચ્ચ કૃતં રામાયણં શુભમ્ ॥** (પદ્મપુરાણ, પાતાલ૦ ૬૬/૧૭)

'ભવિષ્યજ્ઞાનની શક્તિ હોવાને કારણે આ 'રામાયણ'ને મેં અગાઉથી બનાવી રાખ્યું હતું.' ॥ ૪૬૨ ॥

**પ્રશ્ન—વિદ્યાને માત્ર શીખીએ નહિ બલ્કે તેનો અનુભવ કરવો—આ કથનનો આશય શું છે?**

**ઉત્તર**—વિદ્યાને પોતાના તથા બીજાઓના કામમાં લાવવી જોઈએ. જેની પાસે એ વિદ્યાનો અભાવ છે, તેને તે વિદ્યા આપવી જોઈએ. માત્ર જાણકારીને માટે વિદ્યાનો સંગ્રહ કરવાથી અભિમાન આવે છે. ॥ ૪૬૩ ॥

**પ્રશ્ન—સ્ત્રીને માટે વ્રતનો નિષેધ આવ્યો છે પણ તે પતિને માટે વ્રત રાખી શકે છે શું?**

**ઉત્તર**—તે પતિને માટે વ્રત રાખી શકે છે અને પતિની આજ્ઞાથી પણ વ્રત રાખી શકે છે. સતી સાવિત્રીએ પણ પતિના જીવનને માટે વ્રત રાખ્યું હતું. ॥ ૪૬૪ ॥

**પ્રશ્ન—આજકાલ સેંકડો વક્તા થઈ ગયા છે અને લાખો લોકો તેમની વાત સાંભળે છે, છતાં પણ લોકોનાં આચરણમાં સુધારો કેમ નથી થઈ રહ્યો?**

**ઉત્તર**—કારણ એ છે કે વક્તા પોતે તેવું આચરણ નથી કરતા. પોતે તેવું આચરણ કરવાથી જ વચનોની અસર પડે છે. શ્રોતામાં જિજ્ઞાસા નથી. જિજ્ઞાસાથી લાભ થાય છે, માત્ર સાંભળવાથી નહિ. ॥ ૪૬૫ ॥

**પ્રશ્ન—શાસ્ત્રમાં ભગવત્કથાના વક્તા અને શ્રોતા—બન્નેનેય દુર્લભ જણાવ્યા છે પણ આજકાલ બન્નેય ઘણા સુલભ દેખાઈ રહ્યા છે, આનું કારણ?**

**ઉત્તર**—કારણ કે બન્નેય નકલી છે! ॥ ૪૬૬ ॥

**પ્રશ્ન—શુકદેવજી બાર વર્ષ સુધી ગર્ભમાં કેવી રીતે રહ્યા?**

**ઉત્તર**—ગર્ભમાં જેટલો આકાર હોય છે, તેટલા જ આકારનું તેમનું શરીર રહ્યું પણ બુદ્ધિ (અંતઃકરણ) વિકસિત થઈ ગઈ. જન્મના પછી તેમનું

શરીર ધીરે ધીરે પોતાના સ્વાભાવિક આકારમાં આવી ગયું. ॥ ૪૬૭ ॥

**પ્રશ્ન—શ્રદ્ધા આંધળી હોય છે પણ તેમાં ધોખો થઈ જાય તો?**

**ઉત્તર**—સાચી શ્રદ્ધાવાળાની સાથે ધોખો નથી થઈ શકતો. તેને દુઃખ થઈ શકે છે પણ તેને નુકસાન નથી થઈ શકતું. સીતાજીએ સાધુરૂપધારી રાવણ પર અને હનુમાનજીએ કાલનેમિ પર શ્રદ્ધા કરી તો તેમને શું નુકસાન થયું? નુકસાન તો રાવણ અને કાલનેમિને જ થયું. ॥ ૪૬૮ ॥

**પ્રશ્ન—શ્રાદ્ધનું અન્ન ગ્રહણ કરવું જોઈએ કે નહિ?**

**ઉત્તર**—ઘરના લોકો શ્રાદ્ધનું અન્ન ખાશે તો કોઈ દોષ નથી; કેમ કે મરનાર પોતાનું જ સ્વજન છે. પરંતુ બીજાઓએ કદી નહિ ખાવું જોઈએ. અન્ન બચી જાય તો બ્રાહ્મણોને પૂછીને જેમ તેઓ કહે, તેમ તેનો ઉપયોગ કરી દેવો. મૃત્યુના પછી ત્રીજા અને બારમા દિવસનું અન્ન ઘણું અશુદ્ધ હોય છે; તેથી બચેલા અન્નને ધરતીમાં દાટી દેવું જોઈએ. વાર્ષિક પિતૃપક્ષમાં થનારા શ્રાદ્ધનું અન્ન પણ બીજાએ નહિ ખાવું જોઈએ. શ્રાદ્ધનું ભોજન બ્રાહ્મણને જ ખવડાવવાનું વિધાન છે, ગરીબો વગેરેને નહિ. ॥ ૪૬૯ ॥

**પ્રશ્ન—પ્રાપ્ત વસ્તુનો સદુપયોગ શું છે?**

**ઉત્તર**—વસ્તુને પોતાની ન માનવી અને જ્યાં જરૂરિયાત દેખાય, ત્યાં એ વસ્તુને બીજાઓની સેવામાં વાપરવી. ॥ ૪૭૦ ॥

**પ્રશ્ન—કોઈમાં બચપણથી ખરાબ સ્વભાવ પડ્યો હોય તો તે કેવી રીતે દૂર કરી શકાય છે?**

**ઉત્તર**—પહેલાં એવું માની લેવું કે સ્વભાવ અસત્ છે અને દૂર કરી શકાય એવો છે. પછી સદ્વિચાર કરવા, સત્શાસ્ત્ર વાંચવાં અને સત્સંગ કરવો. સદ્વિચાર, સત્-શાસ્ત્ર અને સત્સંગથી સ્વભાવ સુધરી શકે છે, શુદ્ધ થઈ શકે છે. ॥ ૪૭૧ ॥

**પ્રશ્ન—માતા સીતાએ મૃગચર્મને માટે સુવર્ણમૃગને મારવાને માટે કેમ કહ્યું?**

**ઉત્તર**—મૃગને મારવાને માટે માતા સીતાએ નથી કહ્યું, બલ્કે છાયા સીતાએ કહ્યું! સીતા પણ છાયાની હતી અને મૃગ પણ છાયાનો હતો. છાયા સીતાએ સ્વર્ણનો લોભ કર્યો તો ભગવાને તેને સ્વર્ણની નગરી

લંકામાં લઈ જઈને બેસાડી દીધી.

માતા સીતામાં સતીત્વનું એટલું તેજ હતું કે બૂરી નીયતથી સ્પર્શ કરવામાત્રથી રાવણ ભસ્મ થઈ જાત! ॥ ૪૭૨ ॥

**પ્રશ્ન—કોઈ વાત તો બચપણની પણ યાદ રહે છે અને કોઈ વાત બે દિવસ અગાઉની પણ યાદ નથી રહેતી, આનું શું કારણ છે?**

**ઉત્તર**—કામ, ક્રોધ, ભય, સ્નેહ, હર્ષ, શોક, દયા વગેરે ભાવોથી ચિત્ત પીગળી જાય છે.[૧] એવા પીગળેલા ચિત્તમાં બેઠેલી વાત નથી ભૂલાતી. જે વાતમાં ચિત્ત નથી પીગળું, તે વાત ભૂલાઈ જાય છે. ॥ ૪૭૩ ॥

**પ્રશ્ન—વર્તમાનમાં હિન્દુલોકો મુસલમાનો તથા ઈસાઈઓની અપેક્ષાએ પાછળ કેમ દેખાઈ રહ્યા છે?**

**ઉત્તર**—પોતાના ઘરની પોલ તો આપણે જાણીએ છીએ પણ મુસલમાનો-ઈસાઈઓના ઘરની પોલ નથી જાણતા, એટલા માટે આવું દેખાય છે. વાસ્તવમાં નૈતિક પતન બધા ધર્મવાળાઓનું થયું છે. એ ધર્મવાળાઓના વડીલ-ઘરડાંઓને પૂછી જુઓ કે તેમની નવી પેઢીના યુવક કેવા છે? બીજી વાત, હિન્દુધર્મ કળિયુગને વિપરીત પડે છે, જ્યારે કે તેમનો ધર્મ કળિયુગને કાંઈક અનુકૂળ પડે છે. તેથી તેમને કળિયુગથી મદદ મળી રહી છે. આ બાબતોના સિવાય સરકારી કાયદો પણ આપણા ધર્મની ઉન્નતિમાં બાધક છે.

કળિયુગમાં ધર્મ સામૂહિક ન હોઈને વ્યક્તિગત હોય છે. જેમ કે બધા જ બ્રાહ્મણ પોતાના ધર્મનું પાલન કરે—એવું નથી થતું. પરંતુ કોઈ પણ બ્રાહ્મણ પોતાના ધર્મનું પાલન નહિ કરે—એવું પણ નથી હોતું. એટલા માટે સંતોએ કહ્યું છે—

**તેરે ભાવૈ જો કરૌ, ભલો બુરો સંસાર ।**
**'નારાયન' તૂ બૈઠ કે, અપનો ભવન બુહાર ॥** ॥ ૪૭૪ ॥

**પ્રશ્ન—વિષ્ણુનું ધ્યાન કરતા રહીને જો શંકર ધ્યાનમાં આવી જાય તો શું કરવું જોઈએ?**

**ઉત્તર**—વિષ્ણુ જ પોતાની મરજીથી શંકરરૂપે આવ્યા છે—એવું

૧. **કામક્રોધભયસ્નેહહર્ષશોકદયાઽઽદય: ।**
**તાપકાશ્ચિત્તજતુનસ્તચ્છાન્તૌ કઠિનં તુ તત્ ॥** (ભક્તિરસાયન ૧/૫)

માનીને પ્રસન્ન થઈ જવું. એટલું જ નહિ, જો કોઈ સાંસારિક વસ્તુ કે વ્યક્તિ પણ ધ્યાનમાં આવી જાય તો એવું માનવું કે ભગવાન જ આ રૂપમાં આવ્યા છે. આશય એ છે કે ધ્યાનમાં ભલેને જે પણ આવે, તેને પોતાના ઈષ્ટનું જ રૂપ માનવું જોઈએ—**'વાસુદેવઃ સર્વમ્'** ॥ ૪૭૫ ॥

**પ્રશ્ન—ભક્ત પણ ભગવાનનું ધ્યાન કરે છે અને ધ્યાનયોગી પણ, પછી ધ્યાનયોગી 'ચલિતમના' (યોગભ્રષ્ટ) કેવી રીતે થાય છે?**

**ઉત્તર**—ધ્યાનયોગીના સાધ્ય તો ભગવાન છે પણ તેનું સાધન વૃત્તિ લગાડવાનું છે, જ્યારે કે ભક્તનું સાધન પણ ભગવાન છે અને સાધ્ય પણ ભગવાન છે. ॥ ૪૭૬ ॥

**પ્રશ્ન—જ્યારે પ્રકૃતિની સત્તા જ નથી તો પછી શાસ્ત્રોમાં પ્રકૃતિને અનાદિ કેમ કહેવામાં આવી છે?**

**ઉત્તર**—આપણે પ્રકૃતિની સત્તા માનીએ છીએ, એટલા માટે શાસ્ત્ર આપણી ભાષામાં જ કહે છે. દૃષ્ટિભેદથી દર્શન અનેક છે, તત્ત્વ એક છે. જ્યાં દૃષ્ટા, દૃષ્ટિ અને દૃશ્ય નથી, ત્યાં ભેદ નથી. દૃષ્ટા, જ્ઞાતા, દાર્શનિક, દર્શન જ્યાં સુધી છે, ત્યાં સુધી ભેદ છે. આનાથી આગળ તત્ત્વમાં ભેદ નથી. ॥ ૪૭૭ ॥

**પ્રશ્ન—પરમાત્મા પણ અનંત છે અને પ્રકૃતિ પણ અનંત છે—આ બે વાતો કેવી રીતે? પ્રકૃતિ તો પરમાત્માના એક અંશમાં છે!**

**ઉત્તર**—બન્નેની અનંતતામાં ફરક છે. પરમાત્મા અપાર-અસીમ છે, એટલા માટે અનંત છે. પ્રકૃતિ નાશ પામતી નથી, એટલા માટે અનંત છે—**'કૃતાર્થં પ્રતિ નષ્ટમપ્યનષ્ટં તદન્યસાધારણત્વાત્'** (યોગદર્શન ૨/૨૨) ॥ ૪૭૮ ॥

**પ્રશ્ન—મનનો નિવાસ ક્યાં છે?**

**ઉત્તર**—મનનો નિવાસ જાગ્રત-અવસ્થામાં નેત્રોમાં, સ્વપ્ન-અવસ્થામાં 'હિતા'નાડીમાં અને સુષુપ્તિ અવસ્થામાં 'પુરીતતી' નાડીમાં હોય છે. જાગ્રત-અવસ્થામાં બધી વસ્તુઓનું જ્ઞાન નેત્રોથી જ થાય છે અને નેત્રોથી જ મનની વાત પ્રકટ થાય છે. અંધ વ્યક્તિની નેત્ર શક્તિ કાનોમાં ચાલી જાય છે. ॥ ૪૭૯ ॥

**પ્રશ્ન—શું મન જ મનુષ્યના બંધનનું કારણ છે?**

**ઉત્તર**—મનુષ્યના બંધન કે મુક્તિનું કારણ મન નથી. પોતાનામાં જ બંધન છે અને પોતાની જ મુક્તિ થાય છે. મનમાં કદી દોષ હતો નહિ, છે નહિ, હશે નહિ, હોઈ શકતો નથી. કારણ કે મન તો એક કરણ છે. કરણ ક્યારેય સ્વતંત્ર નથી હોતું, બલ્કે કર્તાને આધીન હોય છે. દોષ કર્તામાં હોય છે, કરણનો શું દોષ? લેખકમાં દોષ હોય છે, કલમનો શું દોષ? કર્તાનો દોષ જ કરણમાં આવે છે. કર્તામાં દોષ ન હોય તો કરણમાં દોષ આવી શકતો જ નથી. તેથી પોતાનો દોષ જ મનમાં દેખાય છે. મન તો દર્પણ છે. અસત્‌ની માન્યતા પોતાનામાં જ છે. ॥ ૪૮૦ ॥

**પ્રશ્ન—ધ્રુમપાન વગેરે વ્યસનોમાં લાગી રહેલી કેટલીક વ્યક્તિઓને રોગ તરત પકડી લે છે અને કેટલીક વ્યક્તિઓને રોગ નથી પકડતો, આમાં શું કારણ છે?**

**ઉત્તર**—શરીરની પ્રકૃતિ અલગ અલગ હોવાથી કોઈને રોગ જલદી પકડે છે, કોઈને નથી પકડતો. પરંતુ ગમે તેવુંય વ્યસન હોય, તેમાં પરાધીનતા તો છે જ! પરાધીનતાથી તો કોઈ બચી નથી શકતું. ॥ ૪૮૧ ॥

**પ્રશ્ન—ચિકિત્સાથી માત્ર રોગ નષ્ટ થાય છે કે ઉમર પણ વધે છે?**

**ઉત્તર**—ચિકિત્સાથી માત્ર રોગ નષ્ટ થાય છે, ઉમર નથી વધતી. મનુષ્ય ઉમર પૂરી થવાથી જ મરે છે, પહેલાં નહિ. ગંભીરમાં ગંભીર રોગ આવવા છતાં પણ જો પ્રારબ્ધમાં ઉમર બાકી હશે તો કોઈ ને કોઈ ઉપાય મળી જશે, જેથી રોગ મટી જશે અથવા રોગના રહેવા છતાં પણ તે જીવતો રહેશે. ચિકિત્સાથી કુપથ્યજન્ય રોગ મટે છે, પ્રારબ્ધજન્ય રોગ નથી મટતા. ॥ ૪૮૨ ॥

**પ્રશ્ન—ન ચાહતા હોવા છતાં પણ અનુકૂળતા-પ્રતિકૂળતાની અસર પડી જાય તો શું કરવું?**

**ઉત્તર**—તેની પરવા ન કરો. એ જુઓ કે તે અસર સદા અને એક સરખી રહે છે શું? વાસ્તવમાં અસર મન-બુદ્ધિ પર પડે છે પણ મન-બુદ્ધિને પોતાના માનવાના કારણે અવિવેકની પ્રધાનતાથી આપણે તે અસરને પોતાનામાં માની લઈએ છીએ. ॥ ૪૮૩ ॥

**પ્રશ્ન—આપણી સંસ્કૃતિ પર વિદેશી પ્રભાવ વધારે કેમ પડે છે?**

**ઉત્તર**—હિન્દુ સંસ્કૃતિ સફેદ કાપડની જેમ સ્વચ્છ છે, એટલા માટે એના પર બીજો રંગ ઘણો જલદી ચઢી જાય છે એટલે કે બીજાની વાતોને એ બહુ જલદી સ્વીકારી લે છે. ॥ ૪૮૪ ॥

**પ્રશ્ન—શું પક્ષી-પક્ષીને પોતાનું એઠું આપી શકીએ છીએ?**

**ઉત્તર**—હા, આપી શકીએ છીએ. પણ ગાયને એઠું નહિ આપવું જોઈએ. ॥ ૪૮૫ ॥

**પ્રશ્ન—પાણીના નળમાં બધે ઠેકાણે ચામડાંનાં વોશર લગાડવામાં આવે છે, તેથી પાણી કેવી રીતે કામમાં લેવું?**

**ઉત્તર**—જ્યાં પરવશતા હોય, બચવાનો કોઈ ઉપાય ન હોય, ત્યાં નિર્વાહમાત્રનો દોષ નથી લાગતો—**'શારીરં કેવલં કર્મ કુર્વન્નાપ્રોતિ કિલ્બિષમ્'** (ગીતા ૪/૨૧). ॥ ૪૮૬ ॥

**પ્રશ્ન—શિવનિર્માલ્યને ત્યાજ્ય માનવામાં આવે છે. શિવનિર્માલ્ય શું છે?**

**ઉત્તર**—શિવલિંગ પર ચઢાવેલો પદાર્થ શિવનિર્માલ્ય છે. જે પદાર્થ શિવલિંગ પર નથી ચઢ્યો, તે શિવનિર્માલ્ય નથી. દ્વાદશ જ્યોતિર્લિંગોમાં શિવલિંગ પર ચઢેલો પદાર્થ પણ શિવનિર્માલ્ય નથી માનવામાં આવતો. ॥ ૪૮૭ ॥

**પ્રશ્ન—અન્ન કેવી રીતે શુદ્ધ થાય છે?**

**ઉત્તર**—ભોજનના પદાર્થ સાત્ત્વિક હોય, શુદ્ધ કમાઈના હોય, પવિત્રતાપૂર્વક બનાવવામાં આવે અને ભગવાનને અર્પણ કરીને લેવામાં આવે. ॥ ૪૮૮ ॥

**પ્રશ્ન—શું ભૂત-પ્રેતોને કાઢવાનું કામ કરનારની દુર્ગતિ થાય છે?**

**ઉત્તર**—દુર્ગતિ ત્યારે થાય છે, જ્યારે ભૂત-પ્રેતોને કષ્ટ આપવામાં આવે; જેમ કે તેમને કીલિત કરવા, બોતલમાં બંધ કરવા વગેરે. તેથી ગયા-શ્રાદ્ધ વગેરે કરાવીને તેમની સદ્‌ગતિ કરાવવી જોઈએ, જેથી તેમનું પણ હિત થાય અને પેલી વ્યક્તિનું પણ હિત થાય, જેને પ્રેતે પકડી છે. આવી રીતે તેમના હિતની દૃષ્ટિ હોવાથી દુર્ગતિ નથી થતી. ॥ ૪૮૯ ॥

**પ્રશ્ન—સત્યનારાયણની કથા શું છે?**

**ઉત્તર**—માત્ર વાર્તાને જ કથા નથી કહેતા, બલ્કે શાસ્ત્રાર્થ, વાક્ય-પ્રબંધ વગેરેને પણ કથા કહે છે. સત્યનારાયણ ભગવાનનું વ્રત, પૂજન તેમજ તેના વિધિ-વિધાનનું વર્ણન 'કથા' કહેવાય છે. શરૂઆતમાં જેણે સત્યનારાયણનું વ્રત-પૂજન કર્યું, તેના ચરિત્રને આગળની વ્યક્તિઓ પણ કહેવા લાગી ગઈ. ॥ ૪૯૦ ॥

**પ્રશ્ન—શું ઘરમાં 'મહાભારત' અને 'ગરુડપુરાણ' રાખી શકીએ છીએ?**

**ઉત્તર**—જરૂર રાખી શકીએ છીએ. ઘરમાં 'મહાભારત' અને 'ગરુડપુરાણ' રાખવામાં તથા વાંચવામાં કોઈ દોષ નથી. ॥ ૪૯૧ ॥

**પ્રશ્ન—શાપ-વરદાનથી થનારું કામ જ થાય છે કે નવું કામ પણ થાય છે?**

**ઉત્તર**—શાપ-વરદાનમાં વિશેષ શક્તિ (તપોબળ) હોય છે. તેનાથી તે પણ થઈ શકે છે, જે નથી થનારું. એવા શાપ-વરદાન ઋષિ-મુનિઓના જ નહિ, સામાન્ય માણસોના પણ લાગી શકે છે; કેમ કે તેમના શાપ-વરદાનની પાછળ વિશેષ દુઃખ કે વિશેષ પ્રસન્નતા હોય છે. પરંતુ અમુક ઘટના શાપ-વરદાનથી બની અથવા તેવું જ થનારું હતું—એની પૂરી ખબર નથી પડતી.

શાપ-વરદાન આપવાથી સ્વભાવ બગડે છે અને પારમાર્થિક પુણ્યની હાનિ થાય છે. તેથી બીજાને શાપ કે વરદાન નહિ આપવાં જોઈએ. ॥ ૪૯૨ ॥

**પ્રશ્ન—શાંતિ કેવી રીતે મળે છે?**

**ઉત્તર**—શાંતિ કામનાના ત્યાગથી મળે છે. તેથી જેવું હું ચાહું, તેવું થઈ જાય અને જેને ચાહું, તે મળી જાય—આવી કામનાનો ત્યાગ કરવો જોઈએ. ॥ ૪૯૩ ॥

**પ્રશ્ન—ત્યાગ કરવાથી શાંતિ મળે છે 'ત્યાગાચ્છાન્તિરનન્તરમ્' (ગીતા ૧૨/૧૨), શું ત્યાગના પહેલાં પણ શાંતિ મળી શકે છે?**

**ઉત્તર**—હા, ઉદ્દેશ્ય બનવામાત્રથી શાંતિ મળે છે. અમારે ફક્ત ભજન કરવું છે, બીજું કાંઈ કરવાનું છે જ નહિ—એવો નિશ્ચય થવામાત્રથી શંકા મટી જાય છે અને શાંતિ મળી જાય છે. ॥ ૪૯૪ ॥

**પ્રશ્ન—પ્રાપ્ત પરિસ્થિતિનો સદુપયોગ કેવી રીતે કરવો?**

**ઉત્તર**—અનુકૂળ પરિસ્થિતિમાં બીજાઓની સેવા કરવી અને પ્રતિકૂળ પરિસ્થિતિમાં સુખની ઈચ્છાનો ત્યાગ કરવો પરિસ્થિતિનો સદુપયોગ છે. ખાસ વાત છે કે પ્રાપ્ત પરિસ્થિતિને ભગવાનની મરજી માનવી. તે પરિસ્થિતિ જો પોતાનાં કર્મોનું ફળ છે તોપણ ભગવાનની મરજી છે. જો સંસારથી મળી છે તોપણ ભગવાનની મરજી છે. જો ભગવાનનું વિધાન છે તોપણ ભગવાનની મરજી છે. ॥ ૪૯૫ ॥

**પ્રશ્ન—આપણે ભજન-ધ્યાન કરી રહ્યા છીએ અને પાસે હલ્લો થવા લાગે તો આવી પરિસ્થિતિનો સદુપયોગ કેવી રીતે કરવો?**

**ઉત્તર**—આને ભગવાનની મરજી માનવી જોઈએ અને તેને સાંભળીને રાજી થવું જોઈએ. જો આવી પરિસ્થિતિમાં ભજન-ધ્યાન ન કરી શકીએ તો તેની આપણા પર જવાબદારી જ નથી. જવાબદારી એટલી જ હોય છે, જેટલું કરી શકીએ. ॥ ૪૯૬ ॥

**પ્રશ્ન—સર્વશ્રેષ્ઠ મનુષ્ય કોણ છે?**

**ઉત્તર**—જેનું અહમ્ તદ્દન મટી ગયું છે અર્થાત્ જેને '**વાસુદેવઃ સર્વમ્**'નો અનુભવ થઈ ગયો છે. ॥ ૪૯૭ ॥

**પ્રશ્ન—સર્વોત્કૃષ્ટ અનુભવ શું છે?**

**ઉત્તર**—માત્ર ભગવાન જ મારા છે; ભગવાનના સિવાય મારું કોઈ નથી—એ અનુભવ. ॥ ૪૯૮ ॥

**પ્રશ્ન—વાસ્તવમાં પોતાની વસ્તુ શું છે?**

**ઉત્તર**—પોતાની વસ્તુ તે છે, જે સદા સાથે રહે, ક્યારેય વિખૂટી ન પડે. જે વસ્તુ મળી છે અને વિખૂટી પડનારી છે, તે કદી પોતાની તથા પોતાને માટે નથી હોઈ શકતી. શરીર, વસ્તુ, યોગ્યતા, અને સામર્થ્ય આપણને મળ્યાં છે તથા વિખૂટાં પડનારાં છે, એટલા માટે આ બધા પોતાના અને પોતાના માટે નથી. ભગવાન સદા સાથે રહે છે તથા કદી વિખૂટા પડતા નથી, એટલા માટે તેઓ પોતાના તથા પોતાના માટે છે. ॥ ૪૯૯ ॥

**પ્રશ્ન—અંતિમ વાત શું છે?**

**ઉત્તર**—એક ચિન્મય સત્તાના સિવાય કંઈ નથી. ॥ ૫૦૦ ॥

—■—